# કિસ્સે-સંજાન.



ઇસ્લામી દોરના જુલમ અને આજારથી બચવા માટે ઇરાંનથી
હિન્દુસ્થાંન મધે નાહસી આવેલા જરથોશતીઓ
ઉપર ગુજરેલા હાદસા તથા
એઓ દરીયાનુ તુફાન ગુજાર્યાનુ.



રચનાર, કથનાર, તથા પ્રગટ કરનાર,
ડી. એન. પટેલ.

---



પહેલી આવૃતી. ૧૦૦૦.

---

ઈ૦ સ૦ ૧૯૧૬. (માસ સપ્ટેમ્બર.)

---

કિમત રૂ. ૧ાા.

## મર્હુમ બાઇ માણેકબાઇ હોરમસજી કાવસજી દીનશા એદનવાલા.



જન્મઃ—રોજ અરદીબેહેસ્ત,
માહ દેહ, યઝદજરદી ૧૨૩૧.

મરણઃ—રોજ હોરમઝદ,
માહ અરદીબેહેસ્ત, યઝદજરદી ૧૨૮૫.

# પવિત્ર યાદમા.

નેકનાંમ

બાઇ માણેકબાઇ હોરમસજી કાવસજી
દીનશાહ એદનવાલા.

જેમના અકાળ મરણથી એક ઉદાર વૃતીના
સખીવજુદ ખાવિંદને જે નહી પુરાય
એવી ખોટ ગઇ છે,

તેમજ

જેમના અચાનક મરણથી તેમના વાહલાં ફરજંન્દો
ગમમા ગીરફતાર થઇ ન-માયાં
બની વિખુટાં પડયાં છે,

તથા

જેમના અચણુચ મરણથી ગરીબ પારસી હમદીનોએ,
એક દીલસોજ દાદખ્વાહની સખાવતભરી
મદદ અને મહેરબાંની ખોઇ દીધી છે,

તેવાં એક નેક, ભલાં અને દીનચુસ્ત લાગણીવાલાં
બાનુંની ગમખાર પવિત્ર યાદમા
માન અને વખાણ સાથ
આ કિતાબ હુ અર્પણ કરૂં છું.

'રચનાર.'

## તમારો સેવક 'રચનાર.'



આજના પારસી ટોલાની કિર્તી અને આબાદીનો મુખ્ય આધાર, કદીમ પારસી નિયાગાંનોના હેવાલો અને તેમના બાપીકાં વતનની તવારીખના ગ્નાંનનો ફેલાવો કરવા ઉપર રહેલો છે. એવા હેવાલો અને એવાં તાવરીખી ગ્નાંનનો લાભ પારસી કોમના વચલા વર્ગમા જેમ બને તેમ મોટાં પ્રમાણમા થવો ઘટે છે. એવાં ગ્નાંન વીના પારસીઓ પોતાનું પારસીપણું જાળવી શકે એમ નથી. કેમકે એવાં ગ્નાંનની કેળવણી બીના, પારસીઓ પોતાની તવારીખથી, તેમજ પોતાના બાપદાદાઓની જીંદગીના હેવાલોથી બિલકુલ બેખબર રહે છે, જેનુ પરીણામ અગ્નાન-પણાંના અંધકારમા આવે છે. આજે જવાંન બાળકોને પાદશાહ કયેખુશરો, કે પાદશાહ ગુસ્તાસ્પ, કે પાદશાહ યઝદઝર્દ, યા નોશેરવાંન માટે પુછીશું, તો તે માટે તેઓ પોતાનુ કેવળ અગ્નાંનપણુ દેખાડશે, પણ જો તેજ બાળકોને ઈંગ્લેન્ડની તવા-રીખના કોઇ સવાલ પુછીશુ, તો તેવા સવાલના જવાબો તેઓ તારીખ સિકકે તુરતજ કહી શકશે.

પારસી તવારીખ વીશે પારસીઓનુ આ કેવું અગ્નાંનપણું. પારસીઓ પોતે પોતાનીજ તવારીખથી બેખબર રહે? પારસીઓ પોતે પોતાનાજ નિયાગાંનોના હેવાલો અને તેમની હિંમતના દાસ્તાં-નોથી અજાણુ રહે, એ પારસીપણાને જેબ દેનારી બીના

નથી. આવી જાતનુ અજ્ઞાંનપણું કાંઇ જ નહી પણ દીન-દુબાઉપણું કહેવાય. આ વાત દેખઇતી છે, કે આવાં અજ્ઞાંન-પણાનુ પરીણામ ઘણુંજ ખેદકારક આવે છે, અને વગર શકે કહેવાઇ શકાય, કે તેવુંજ ખેદકારક પરીણામ અંતે આવ્યુ છે. કેમકે આજના ઢીંગડ ઢાંગડ જમાનાની ઓલાદ દીન જતે પોતાનુ પારસીપણુ જાળવવામા ધીમે ધીમે પછાત પડતી જાય છે. પોતાના ધર્મ તરફ બેદરકારી, પોતાના પેગમ્બર તરફ બેદર-કારી, અને છેલ્લે પોતાના પેદા કરનાર ખુદા તરફ પણ તેમની બેદરકારી ખુલ્લી નજરે દીનચુસ્ત હુમદીનોને દેખાતી જાય છે.

આ સઘલું પારસી કોમની દીનધર્મની અને પોતાના નિયાગાંનોની તવારીખની મોતેબરીના જ્ઞાંનથી અજ્ઞાંન રહેવાનુ પરીણાંમ છે.

આ એકજ નેમ ધ્યાંનમા રાખી, પારસી કોમના નિયા-ગાનો, તેમના પેહલવાંનો અને પાદશાહોની જીંદગીના યાદગાર બનાવોની તવારીખને બેતબાજી અને સંગીતમાં રચી, કિર્તનને રૂપે પારસી કોમ રૂબરૂ તે રજુ કરવાની પેહલ, આ અદના સેવકે, ઇ૦ સ૦ ૧૮૯૭ ના આગસ્ટ માસની ૨૨, મી તારીખે શરૂ કરી હતી. શાહનામાના જગ પ્રસીદ્ધ દાસ્તાંનોથી મે એ શરૂઆત કરી હતી, કે જે કાંમને તે વખતના આગેવાંન ગ્રહસ્થો અને સુધારકો તરફથી મને દરેક જાતની મદદ અને ઉત્તેજન મળતાં રેહ્યાં હતાં, તેમજ પારસી કોમના પેલાં જાણીતાં પત્ર, જામે જમશેદની

તરફથી એ મારા કાંમને હંમેશ ઘટીત ઉત્તેંજન મળતું રહ્યુ હતું, જે માટે હું ખરેખર આભારી થયો છું. પરીણામમા મારાં કિર્તનો પારસી પ્રજાની પાર વનાની પસંદગી મેળવતાં ગયાં.

આ કિર્તનો સાંભળવાથી પારસી કોમના મધ્યમ વર્ગના બાંનુઓ તથા ગ્રહસ્થોમા, અને ખાસ કરી જવાંન વર્ગમા એક એવો શોખ પ્રગટી નિકલેલો જણાયો, કે એ કિર્તનો સાંભળવા માટે ભેગી થતી મિજલસનો સમાવેશ કરવા માટે, ફ૦ કા૦ હૅાલનુ કુસાદે દીવાનખાંનુ અંતે નાહનુ માલમ પડયું હતું.

સુભાગ્યે ત્યાર પછી મુંબઇની જશંન કમીટીએ મારી નેમને અનુસરતી મતલબથી કાંમ લેવાની નેક શરૂઆત કરી, જેથી મને એ કિર્તનો તે મંડળ તરફથી બેહરામજી જીજીભાઇ ઇન્સ્ટીટયુટના ગંજાવર દીવાંનખાંનામા આપવાની તક મળી. પણ મારાં સંપૂર્ણ સંતોશ વચ્ચે, એક રોજ મે અનુભવ્યુ હતું, કે આ કિર્તનો સાંભળવા માટે, તે ગંજાવર દીવાંનખાનુ પણ એક રોજ નાહનુ થઇ પડયું હતું.

એ રેહમત ખુદાની. એ પછી દેશ પરદેશમા વસ્તા હમદીન જરથોશ્તીઓની સેવામા, તેમના ઇજનને માંન આપી, આ ખાકસાર સેવકે હાજર થવાંની તક હાથ કીધી. કહેવાની જરૂર નથી, કે આ દાસ્તાંનો જયારેથી અને જ્યાંથી દેશાવરોના હમદીનો આગળ રજુ થયાં હતાં, ત્યાં તે પુર ધીરજ અને સંતોષથી

સાંભળવા માટે દર સાંજે મોટી ગંજાવર સંખ્યામા હમદીનો ભેગાં મળતાં હતાં.

શુક્રર ખુદાના કે એ વીસ વરશના અરસામા હર સાલ લગભગ એક યા બે નવાં કિર્તન રચાતાં રેહાથી, હવે હું લગભગ શાહનામાના જાણીતા કિસ્સાઓને છેડે આવી લાગ્યો છું. જે થોડાક શાહનામાના જાણીતા કિસ્સા બાકી રહી ગયા છે, તે તઇયાર થઇ ગયાં છે, અને તક મળતાં તે રજુ કરવાની ઉમેદ રાખુ છુ.

પણ તે રજુ થાય તે આગમચ એક નવુંજ વાંચણુ કરવાની એલતેમાસ થવાથી, મારી નજર કિસ્સે સંજાંન ઉપર પડી, કે જેનુ કિર્તન કરવા માટે મારા મીત્ર મી૦ હોસંગ તેહમુરસ્પ અંકલેસરીયાએ મને ભલાંમણ કીધી. આ ભલાંમણને ટેકો આપવા માટે જશન કમીટીના ધુંધી સેક્રેટરી ભાઈ નશરવાંનજી પે૦ મુનશી એકદમ કુદી પડયા, અને પરીણામમા આ કિસ્સો જશન કમીટી તરફથી જાહેરમા બે૦ જી૦ હૉલમા રજુ થવા પાંમ્યો.

આ કિસ્સામા, છેલ્લો પારસી પાદશાહ યઝદઝદ શેહરીયાર ફ્રના થયા પછી પારસી કોમના નિયાગાંનો હિન્દુસ્થાંન આવવા કેવી રીતે નિકલ્યા, અને હિન્દુસ્થાંન આવી તેઓએ કેવા હાદેસા અને સંકટ વેઠ્યાં, અને પવિત્ર ઇરાંન શાહને

માટે પારસીઓએ કેવી કેવી જેહમતો ઉઠાવી, તેનો હેવાલ તેની અસલ કિતાબને આધારે, રચ્યો છે.

એ અસલ કિસ્સામાં, એક જાણવા જોગ બનાવ, જે 'જંગે-વરીઆવને' નામે બનેલો હતો, તે મે મારી તરફથી આમેજ કીધો છે. તે કિસ્સો જોકે અસલ કિતાબમા જણાતો નથી, છતાં પારસી નિયાગાંનોની વિપતી અને સંકટો જે તેઓએ હિન્દુસ્થાંનમા સહન કીધાં હતાં, તેની સાથ આ વરીઆવમા બનેલો બનાવ નિકટ સંબંધ ધરાવતો હોવાથી, મે તે વરીઆવમા બનેલો બનાવ, આ કિસ્સે સંજાંનના બનાવમા આમેજ કરી નાખ્યો છે.

કિસ્સે સંજાંનના અસલ દાસ્તાંનમા જે સોલ સંસ્કૃત શ્લોક રચેલા છે, તે સઘળા મારાં કિર્તનમા હુ રજુ કરી શકયો નથી, કેમકે તેમ કરતાં કિર્તન અતી લાંબુ થઈ જવાનો સંભવ હતો. માટે સોલ શ્લોકમાથી છ શ્લોક તારવી કાહડયા છે, મગર બાકી રહેલા દસ શ્લોક મે વાંચનારની વાકેફી માટે, વધારા રૂપે આ કિતાબને છેડે રજુ કીધા છે.

ખામીઓ માટે દરગુજર ચાહતાં કેહવાની જરૂર છે, કે કવી બનવાની, કે કવીમા ખપવાની, તેમજ કવી તરીકે ઓલખાવાની, કે કવી તરીકે ગણાવાની મતલબ કે ઉલટથી મે આ તેમજ બીજાં કીર્તનો રચ્યાંજ નથી, પણ જે ચોકસ નેમથી આ

કાંમ મે વીસ વરશ ઉપર માથે ઉઠાવ્યું હતું, તેજ નેમને ખાતર આ કિસ્સો પણ બેતબાજી તથા સંગીતમા મે રચ્યો છે.

આ મારાં કાંમને ઉતેજન આપવા માટે મારા માનવંત મીત્ર શેઠ હોરમસજી કાવસજી દીનશા એદનવાલાનો, તેમજ મારા મીત્ર શેઠ નસરવાનજી નાનાભાઈ બૉઇસનો, તથા મારા મીત્ર શેઠ કેકોબાદ કાવસજી દીનશા એદનવાલાનો હું ખાસ ઉપકાર માનુ છું.

છેલ્લે, મારા ધ્યાંનમા જે આવ્યું છે, તે મે રજુ કીધુ છે. જાહેરમા મને જે વાજબી લાગ્યું છે, તે હું બોલ્યો છું. એક અમુલ્ય કિસ્સો મને ઘણોજ ટુકમાં રચવો પડયો છે, અને તેમ મે શા માટે કીધું હશે, તે વાત છુપી રહી નથી.

[illegible signature]

સંતાન ખાતે ઉભો કરવામાં આવનારો યાદગારીનો સ્તંભ.



આ યાદગારી સ્તંભની ઉંચાઈ સુમારે ૫૦ ફીટ રાખવા ધારી છે.

સંજાન ખાતે ઉભા થતા યાદગારીના સ્તંભની તખ્તી ઉપર કોતરવામા આવનારા લેખની નકલ.

(તખ્તીની નકલ)

---

## નેમસે–તે અહુરમજ્દ.

## ઓ અહુરમજ્દ તુંને નેમાજ હોજો.

જે ઇરાંની ન્યાગાનોએ
પોતાના છેલ્લા પાદશાહ યજદજર્દ શેહરયારની
શાહનશાહત ખતમ થવા બાદ,
જાન કરતાં પ્યારા ધર્મ ખાતર વતન છોડી,
ઘણાક હાદેસાઓ ખમી, આખરે
આ એક વેલાના નામીચાં સંજાન બંદરે ઉતરી
ત્યાંના માયાલુ હિંદુ રાજા જાદીરાણાના
આશરા હેઠળ વાસો કીધો હતો,
તે ભલા ન્યાગાનોની અશો યાદમાં,
હિંદુસ્તાંનનાં પારસીઓએ આ સ્તંભ ઉભો કીધો છે.

"અષાઉનાંમ્ વંઘુઉહીશ સૂરાંઓ સ્પેન્તાઓ ફ્રવષયો યઝમઇદે."

"અશો માણુસોના ભલાં, સૂરાં આબાદી કરનારાં ફરોહરોને હમો આરાધ્યે છીએ."

રોજ માહ શેહેનશાહી, માહ કદમી સને ૧૨૮૬
યજદજર્દી તા૦ ૧૯૧૭.

*Proposed Tablet for the Great Memorial Column at Sanjan.*

---

# HOMAGE TO THEE, O AHURA MAZDA

THIS COLUMN
HAS BEEN ERECTED BY THE PARSIS OF INDIA
IN
PIOUS MEMORY
OF
THEIR GOOD IRANIAN ANCESTORS WHO,
AFTER THE DOWNFALL
OF
THE EMPIRE OF THEIR LAST MONARCH
YAZDAJIRD SHAHRIYAR,
FOR THE SAKE OF THEIR RELIGION
DEARER THAN LIFE,
LEFT THEIR NATIVE LAND,
AND
SUFFERING INNUMERABLE HARDSHIPS
AT LENGTH LANDED AT THIS ONCE FAMOUS
PORT OF SANJAN,
AND
SETTLED UNDER THE PROTECTION
OF
ITS KIND HINDU RULER JADI RANA.

*"We worship the good, strong, beneficient Fravashis of the holy."*

Roz, Mah Shahânshâhi, Mah Kadmi, 1286.
Yazdajirdi. th 1917 A. D.

# કિસ્સે-સંજાંન.

## પરવરદેગારની સીફતમા.

ખુલંદીના સાહેબ યઝદાંન તું,
મિનોઈ 'ને ફાંનીનો સુલતાંન તું.

જબાં તુએ બક્ષી છે ઇન્સાંનને,
કે જાહેર કરે દીલે અરમાંનને.

અકલ બક્ષી છે તુંએ ઇન્સાંનને,
પિછાંની શકે તે રહેમાંનને.

બક્ષી બે જોવાને તુએ ચશંમ,
દિધા કાંન સાંભલવા બે ઉત્તમ.

મૂખ પર દિધું નાક સુંઘવાને ખુ,
એવો છે માલેક દુનિયાનો તું.

દિધા પાંઉ બે છે તુંએ એ થકી,
બંન્દો ઉભો રહી કરે બંન્દગી.

એવો તું આલમનો દસ્તગીર,
જનાએ તહારી ઝુકે આ હકીર.

ગૂન્હા તો થયા છે કંઇએક હજાર,
ધરી હાથ મારો તું પાર ઉતાર.

* * *

# જરથોશ્તી દીન ત્રણ વાર પાયમાલ થઈ સજીવન થશે, એવી પહેલી આગાહી વિશે.

સૂણો હમદિનો કિસ્સ-એ-સંજાંન,
કથું છું હૂં આજે તેનુ બયાંન.

છે ઝંન્દ-અવસ્તામે એવા વચંન,
બતંગ થાશે જરથોશ્તી દિનનો દંન.

જૂલંમગાર શાહોનો થાશે જન્મ,
થશે તેથી જરથોશ્તી શાહી ખતમ.

ગઝબ્ 'ને ગઝંન્દથી થશે અંધકાર,
થશે દીન પામાલ ત્રણ ત્રણ વાર.

હતી નહી તે અફ્વા સૂણો પારસી,
ખરી તે પડી છે મિસલ્ આરસી.

પડી પારસી દીન ઉપર [1]વારેદાત,
ચમકી બિકટ સંકટોની પ્રભાત.

પ્રથમ્ દીન સિકંન્દરથી થાઇ ખતમ,
દારાની શાહીને કીધી બરહમ.

પડી જંગે લાખો થયા ખાર-જાર,
સિકંન્દર્ સિતંમગર્ બડો નાબકાર.

---

૧. મુસીબત.

લગાડી[1] નપીશ્ત 'ને [2]શાપીગાંન આગ,
અવસ્તા વિગેરે કિધા બાળી ખાક.

થયા કુલ્લે જરથોશતી લાજવાબ,
થઇ દીન જરથોશતી બહુ ખરાબ.

રહ્યો દુનિયામા નહી ઇનસાફ,
પયદા થયો જ્યાં તક અર્દાવિરાફ.

હતો તખ્ત પર અર્દશીર બાબેગાંન,
રહ્યા તેનુ જંન્નતમે રોશાંન-રવાંન.

કિધી તેણે રોશાંન ઇરાંન જમીન,
જીવતી કિધી તેણે જરથોશ્તી દીન.

શાહેનશાહ શાહપુર ખરો બેગુઝીન,
બિજી વાર કીધી સજીવંન દીન.

હતો તે વખત દસ્તુરે-નેકમંન,
પૂરવિન આદરબાદ મારેસ્ફંન્દ.

શાકમંદો ખાતર બાંધી કંમર,
દિનમા કિધું નાંમ તેણે અમર.

૧. ઇસ્તખર શેહેરમા આવેલુ પૂસ્તકખાંનુ.
૨. શાપીગાંનના ખજાના સાથે જોડાયલું પુસ્તકખાંનુ.

કિધી સાત ધાતુઓ તાવીને રસ,
કરી મોજેજો વસ કિધા સરકશ.

તનપરથી કાહડીને વસ્તર તમાંમ,
લિધો રસ તન પર આબે-હમાંમ.

શાહાપુરથી યઝદઝર્દ શહેરીયાર-
સૂધી રહી બિલ્કુલ દીન બરકરાર.

અંતે સિતારો થયો દિનનો અસ્ત,
સાસાંની શાહી થઈ જ્યારે નસ્ત.

કિધા જેર જમાનાએ જંગી પલંન્ગ.
વતંન વહાલું ઇરાંન થાયું બતંગ.

## ઇરાંનની પડતી વિશે.

ઇરાંન્! ઇરાંન્! વતન્ ગુલજાર,
કહાં તારી નોબત, કહાં તારો બહાર.

ઇરાંન તહારો કહાં છે ધરંમ,
કહાં તારો જરથોશ્ત, કહાં રૂસ્તંમ.

ઇરાંન્ તહારાં કહાં છે ચમંન,
કહાં તારી છે પારસી અંન્જુમંન.

ઇરાંન્! ઇરાંન્! જગત આશકાર,
કહાં તારા જરથોશ્તી છે નામદાર.

ઇરાંન તહારા કહાં છે શાહા,
કહાં છે તહારી કિયાંની ધજા.

થયા કુલ્ પરાગંન્દે છોડી વતંન,
દસ્તુર્, દાવર્, અને અંન્જુમંન.

તજી બાગ મોહેલો, તજી ઘર્ 'ને બાર,
ગયાં નાહસી પીરો-જવાં નર-નાર.

કિધું પાહડોમા જઇ ગુફે મકાંન,
પડયું નાંમ તેથી 'કોહીસ્તાંન.'

ધરીને ધરમ્-દીન, રહ્યાં સંપે સાથ,
વરશ એક સો તક રહ્યાં દીન-રાત. (૨)

## ખુશરો પરવેજના રાજમા નજુમીઓએ જરથોશતી દીન-ધરમ માટે કરેલી આગાહી વિશે.

હમદીનો, કોઇબી દલીલથી, કદીબી તુટે નહી એવી આ આબદ છે, કે આપણા નિયાગાંનો સીતારેશ્નાસીના હુંન્નરમા અતી ઘણા પુરવીણ હતા. દરેક મહાભારત અને અગત્યના સરકારી કે સંસારી બનાવોના ભવિશ જાણવા માટે, તેઓ હંમેશાં નજુમની મદદ લેતા હતા. તવારીખ કહે છે, કે ખુશરો પરવેજના રાજમા નજુમીઓએ આગમચથી એવું ભવિશ નજુમ જોઇ વરતેલું હતું, કે ઇરાંનનુ રાજપાત તેની જ ઓલાદના એક નબીરાને હાથે જતું રેહશે, જરથોશતી દીનની પાયમાલી થશે, અને

ઇરાંનીઓની જબરી કતલ ચાલશે, તથા ઇરાંનનુ તખત આરબોને હાથ જશે.

આ ભવીશની ખબરથી ચમકીને, જેઓ દાનાવ, દીનચુસ્ત, અને દુરંદેશ હતા, તેઓ તેજ વખતે ખુશરો પરવેજના જ વખતમા પોતાના જાનમાલ અને ધરમના આલાતો અને પુસ્તકો લઇ, પાહડો અને ડુંગરો વચ્ચે જઇ વસ્યા હતા, અને ત્યાં તેઓ પોતાના બાળ બચ્ચાં અને ધરમની જાળવણી કરતા રેહયા હતા.

કેહે છે કે હિયાં પાહડો વચે તેઓ એક સો વરશ સુધી વસ્યા હતા. આવી રીતે પાહડમા જઇ વસનારાંઓમાં "ખોરાસાન" ના ઇરાંની જરથોશ્તીઓનો એક તાએફો હતો.

## વર્તેલી આગાહી, યઝદજર્દના મરણ પછી ખરી પડવા વિશે.

અંતે નજુમીઓએ વરતેલી આગાહી ખરી પડી, અને યઝદઝરદે ઇરાંનની પાદશાહી ખોઈ દીધી. આરબો ઇરાંનમા દાખલ થયા, તથા યઝદઝરદ કતલ થયો, અને જરથોશ્તી ધરમ પાલનારાઓની આરબોએ કતલ ચલાવી. એ ખબર જ્યારે પાહડોમા વસતા તાએફાઓને કાંને ગઇ, ત્યારે ત્યાં વસતા પારસીઓને પોતાના ધરમને માટે નવેસરથી ફીકર પડી.

એક હાથમા કુરાંન અને બીજા હાથમા તલવાર પકડી આરબો પારસીઓને વટલાવવાનો પેશો લઇ નિકલ્યા હતા.

જેઓ વટલવા ના પાડતા, તેઓ ઉપર આરબો જુલમ ગુજારતા, કતલ કરતા, અને જેઓ વટલી જતા તેઓને રાજ દરબારમા તેઓ નોકરી આપી નવાજતા, અને તેમને સરકારી ઓધેદારો બનાવતા હતા.

તવારીખ કહે છે, કે આરબોએ જ્યારે ઇરાંન લીધું, ત્યારે તેઓમા મોટા ઓધેદારો, મોટા સુબાઓ, સીપાહસાલારો, અને સરકારના મસલતદારો વીગેરે સઘળા આગેવાંનો વટલી ગયલા પારસીઓ જ હતા, જેઓની ઓલાદનો સીલસીલો જરથોસ્તીઓના લોહીથી બનેલો હતો.

## ખોરાસાંનથી પારસીઓએ કીધેલી ઉઠાંગરી વિશે.

આવા મામલાની ખબર પડતાં જ ખોરાસાંનથી નિકલીને પાહડમા વસવા ગયલા પારસી તાએફાના દાનેશમંદો, પોતાના પાહડી મુલક, યાને કોહીસ્તાંનમાથી નિકલી, એક મતે "ઓરમઝ"ના બંદર તરફ ગયા. ખોરાસાંનથી નિકળેલા જરથોસ્તીઓએ ઓરમઝમાં પંદર વરશ સુધી વસવાટ કીધો.

## ઓરમઝમા પારસીઓ પર પડેલા જુલમ વિશે.

પણ ઓરમઝમા તેઓ ઠર પડયા નહી. ત્યાં પણ તેઓ ઉપર મોટો જુલમ ગુજરયો. વટલાવવાનુ કાંમ, ઇસલામીઓ, પોતાના તાબા હેઠળના ગાંમોમાં ધંમધોકાર ચલાવતા હતા. જાન-માલ ખોવાની ધાસતીને લીધે જો કે ઘણાક પારસીઓ ઇસલામી ધરમ કબુલતા

હતા, તોપણ બાતેનમા પોતાના ઘરના મકાંનમા ખાંનગી ભોયરાંઓ બનાવી, તેઓ ધરમની દાજ હઇડે ધરી, પવિત્ર આતશને રોશન કરી તેની સેતાએશ કરતા હતા.

જરથોશ્તીઓ ઉપર આસમાન જ રૂઠેલું હતું. જમીન જરથોશ્તીઓને જંપી રહેવા દેતી જ નહી હતી. ઓરમઝમા જરથોશ્તીઓ ઉપર કિસમ કિસમની બલા અને રંજ આરબોએ ગુજારી. કહે છે, કે પારસી મા–બાપોને ઇસલામી ધરમ કબુલાવવા માટે, આરબો તેમના દુધમળ બાળકોને તેમની નજર સાંમે જબેહ કરવાની ધમકી આપતા, અને મરદોની નજર સામે તેમની બાંનુઓ અને તેમના ખેશીઓની ઉપર તેઓ જફા ગુજારતા હતા.

## જરથોશ્તીઓ, ઓરમઝના ટાપુગાથી નાહસી, હિન્દુસ્થાંન આવવા નિકલે છે.

આવા ભયંકાર સંજોગ વચ્ચે દસતુરોએ નજુમ જોઇ આ સંકટ અને આફતનો ઇલાજ શોધ્યો. ફરીથી દસતુરોએ નજુમ જોઈ કહ્યું કેઃ—

“દિલાવર સૂણો મારા દાનાવ ભાઇ,
કરશો તમે શું હવે ગમ ખાઇ.
સિતારો ઈરાંનીઓનો છે ખરાબ,
બુરો દિસે છે નજુમમા હિસાબ.

કહું શું તમુને કરી હું બયાંન,
રૂઠીયું છે ઈરાંન્ ઉપર આસમાંન.

સરજત્ દિસે છે મિસલ્ ચંન્દરૂસ,[1]
ઉમેદ થાઈ રંગે સિહા આબનુસ.

નથી કોઇ જમીન્ આપતી તમને ઠાર,
નાખુશ થયો કેમ્ પરવરદેગાર.

હવે પડશે આફત્ જુલમ્ બેસૂમાર,
તજી આ જગો ચાલો એકદમ્ બહાર.

ગજબ 'ને ગઅંન્દની પડી છે સહવાર,
અગર ઢીલ કરશો, તો થઈશું ખૂવાર.

અગર હોય પ્યારા વાહલાંના જાંન,
અગર હોય પ્યારાં ધરમ્-દીન-ઈમાંન.

અગર હોય પ્યારૂં અવસ્તાનુ માંન,
અગર હોય ગીરેબાંન્-કુશ્તીનું ધ્યાંન.

(તો) મૂકો પીઠ પાછલ્ તમારૂં ઈરાંન,
તજી આ જગો ચાલો હિન્દુસ્થાંન.

ઝુંકીને કરો એક છેલ્લી સલાંમ,
વતંન્ બાપીકાં, માફ કરજે તૂ ખાંમ.

---

૧ ચંન્દરૂસ જેવા કાળા રંગની.

અરે એ વતંન્, બાપીકાં નામદાર,
(૧૦૦.) કહાં તારી શાહી, કહાં તારા યાર.

કહાં તારો જમ્શેદ પેશદાદીયાંન,
કહાં છે ફરીદુન ફરોખ ઓીશાન.

ગયો કાંહ શાહ તારો ક્યખુશરૂ,
ગયો કાંહા ગુસ્તાસ્પ શાહ ખુબરૂ.

અરે કિયાંની રૂસ્તમ્ ! કહાં તું ગયો,
તું જો હાલ ઈરાંનનો શું થયો.

હતે આજ (હુ) ખાંમીની શીરો-પલંન્ગ,
થતે આજ ઈરાંન્ કદી નહી બતંગ.

ગયો કાંહાં તું આદેલ નૌશીરવાંન,
ગયો તું કહાં અર્દશીર બાબેકાંન.

ગયા છોડી ગેતીને મૂલ્કે-અદમ,[1]
હમા હમદીનો પર જુલ્મો-અલમ.

પરેશાંન હાલત, 'ને ખસ્તા-જીગર,
નથી કોઇ કદરદાંન, બુજે કદર.

વતન છોડી જઇએ છીએ પરવતન,
હમા હમદીનો-હમા અન્જુમન. (૩)

૧ મીનોઇ જેહાંન.

## દીનદાર દરવીશોનો કાફલો દીવને બંદરે ઉતરે છે.

ગંમખાર દીલે પારસીઓએ ઓરમજના તાપુમાંથી નિકલી જવાનો ઠરાવ કીધો. ઓરમજથી નિકલી હિન્દુસ્થાંન તરફ જવું, એ પણ તેઓએ નક્કી કીધું. પોતાની ધારેલી સફર માટે તેઓએ સાત મોટાં વાહણોનો એક કાફલો તૈયાર કીધો, અને પોતાનું જે કાંઇ હતું, તે સરવે સાથે લઇ, પોતાના વતન ઈરાંન અને ઓરમજના ટાપુને છેલ્લી સલાંમ કરી, ઓરતો, મરદો, અને બચ્ચાંઓ સાથ સઘળાંઓ તે વાહણો ઉપર, દાદારનુ નાંમ જબાંન ઉપર ધરી સવાર થયાં, અને કિશ્તીના સુકાંનોને હિન્દુસ્થાંન તરફ ફેરવ્યાં. કિશ્તીની સરદારી કાબેલ નાખુદાઓએ લીધી, સઢોને તેઓએ આસાંનીથી ડોલ ઉપર ચહડાવ્યા, પીઠ પાછળથી 'ગૂવાદ યઝદે' મદદ કીધી, અને મહાસાગરની સપાટી ઉપર, આપણા ભટકતા નીયાગાંનોના એક જંગી કાફલાને પેલી કિશ્તીઓ પોતાના સીનામા સમાવી, ઠનઠન કરતી ભરદરીએ નિકલી ગઈ.

આખી મુસાફરી પુર શાંતી વચે પસાર થઇ. દરીઓ પણ તમામ શાંત હતો. આપણા દીનદાર દરવેશો પોતાના બચ્ચાં છોકરાંઓ સાથ પુર તંન્દરોસ્ત રહ્યા હતા. અંતે ઘણેક દીવસે, હિન્દુસ્થાંનની શોધમા નિકલેલા આપણા જરથોશ્તી નીયાગાંનોના કાફલાને "દીવ" બંદરનો કિનારો દુરથી નજરે પડયો. સુકાંનો તુરતજ તેઓએ તે તરફ ફેરવ્યાં, અને

કિશ્તીઓને લંગર નાખી, સરવે કોઈએ કિનારે ઉતરી, દીવમાં વસવાટ કીધો.

## જરથોશ્તીઓ દીવમા ઓગનીસ વરશ વસ્વાટ કરી, પાછા ભટકતી જીંદગી અખત્યાર કરે છે. દસ્તુર નેરીયોસંગ ધવલ આગાહી વર્તે છે.

હિયાં, પોતાના ધરમ અને દીનની રસમ અને રેવાજો આપણા નીયાગાંનો દીલોજાનથી પાલવા લાગ્યા. હિયાં તેઓ ૧૯ વરશ સુધી રહ્યા. એ ૧૯ વરશની મુદતમા જરથોશ્તીઓ સાથ દીવમા પધારેલા દસતુરો અને દાવરો પણ હતા. તે સરવેમા સરવેની રેહેબરી કરનાર, સરવેનો માનીતો અને સરવેને વાહલો એક અશો પીર દાવર હતો, જે હંમેશા મુશ્કેલીમા સરવેનો મદદગાર હતો. તે માનવંત, સકલગુન સંપંન, દસતુરાંન દસતુર, નેરીઓસંગ ધવલ હતો.

તે દાનાવ ફ્રાજેલ દસતુરે પોતાના હમદીનોની રેહેબરી કરતાં, દીવ મધે તેમને ફરીથી મુશ્કેલીમા આવી પડેલા જોયા. ઘણાક વરશો ચાલુ ધારમિક હાડમારી, અને સતાવણીમાં પસાર કરવા પડયાં. દીવમા જ્યારે પારસીઓએ પોતાના ધરમને અપમાન થતાં જોયાં, ત્યારે દસતુરાંન દસતુરની સલાહથી ૧૯) વરશે ફરીથી પારસીઓએ પોતાની ભટકતી જીંદગી શરૂ કીધી.

હવે દીવથી જઇ ક્યાં વસવું તેના વિચાર, અને વમાસણમા પાછા જરથોશ્તીઓ પડયા. દસતુર નેરીયોસંગે ફરી પોતાની નજુમની મદદ લીધી, અને સઘળાંઓએ એવો ઠરાવ કીધો, કે દીવથી નિકલી ગુજરાત તરફ જવું.

## જરથોશતીઓનો કાફલો ગુજરાતને દરીએ તૂફાંનમા સપડાયો તે વિશે.

કરૂં શું દૂખ 'ને વિપતનો હિસાબ,
નિયાગાંનો સરવે થયાં લાજવાબ.

થઈ અસ્ત રોશન્ ખીલતી ઉમેદ,
થયો રંગે સીહા, રૂએ સૂફેદ.

નહી દીવમે કોઇ હતો દસ્તગીર,
રૂજવે તે જખ્મી થએલાં ખમીર.

રહી દીવમે ઓગનિસ સાલ તક,
ન કીધો રસમ્ કે ધરમ્મે ફરક.

સહી દુરવંન્દોથી આખર સિતમ,
ગૂજરાત જાવાને ધરયાં કદંમ.

કિધાં વહાંણ તૈયાર કરવા સફર,
કિધો યાદ રબને ધરીને સબર.

નિકલીયાં નર-નારો લઇ બાળ સંગ,
ચહડયાં કિશ્તી ઉપર, દીલે બતંગ.

ઉમંગ 'ને ઉલટમે રહ્યાં સહુ રમી,
ગૂજરાતમે દુઃખ થાશે કમી.
થંમ-થંમ કરતી કિશ્તી ચલે,
પવંન પીઠનો જોરમાં બહુ હુલે.
એકાએક બદલાયો કુદરત રંગ,
દરીઆના પાંણી થયાં બદઃરંગ.
ઉછળીને દરીઓ થયો જોશમંન્દ,
સરસર સપાટાથી ફૂંકીયો પવંન.
ચર-ચર ચિરાઈ ગયા ઝાજ સઢ,
થર-થર થથડીયાં સૌના જીગર.
છરાછર મોજા મારે ઉછાલ,
હર પળ કરે કીશતી પાયમાલ.
ઉઠી એવી ન્યાગાંનો પર કુદરત,
કઝાં કેમ થયાં એમ આવાં યઝદ.[1]
રડીને કૂટે પારસીઓ કપાલ,
રડે નાંહનાં મોટાં, બચ્ચાં 'ને બાળ.
રડે નાર નિરદોશ બાળક જોઈ,
પલકમા તે વાહલાંને દેશે ખોઈ.

૧. દરીઆના મવકલ આવાં યઝદને અવસતામાં નારી જાતનું રૂપ આપી ઓલખાવ્યાં છે.

અરે દાદગર છે શું મતલબ છુપી,
શું ગૂજરાત દરીએ જઇશું ડુબી?
કજા હોય હમારી જો ચકબાલથી,
ગૂન્હા શું થયો કુમળાં બાળથી?
જોઇ હાલ દસ્તુર ઉભા સર-બ-સર,
કહ્યું સર્વને કે ધરો તમ સબર.
બને નહી કદી બનવાનું અકાળ,
વિના મોતે મરવું છે બિલકુલ મહાલ.
કજા જો; ખડી હોશે સરૂપર સવાર,
તો જાંણો કે રડવું છે બિલકૂલ અસાર.
કરો બંદગી સઉ કૂસ્તી કરી,
પહડો ઝંન્દ-અવસ્તા જબાંપર ધરી.
જબાં પર ધરી ઝંન્દ-અવસ્તા મહાંન.
મદદ ચાહી ઝુંકી-ઓ રહેમાંન.[1]
હમ [2]બેકસોનો મદદગાર તું,
આ તુફાંન સરથી નીવાર તું.
ઓ તું ફતેહમંદ બેહરાંમ્ યઝદ,
હમ્ પારસીઓને કર તું મદદ.

---

૧. રહેમાંન, યાને દયાલું. ૨ લાચાર. આધાર વગરના.

આ નિરદોશ બાળક, અને નર–નાર,
સલાંમત્ કિનારે સંઉને ઉતાર.

તજીને વતન્ હમ્ ખસ્તા–જીગર,
ધરમ દીન ખાતર્ ઉઠાવી સફર.

હમ્ દિનદાર દરવિશ તહારા ફકીર,
આ તુફાંની દરીએ થા દસ્તગીર.

હમો પારસીઓના આ છે કલાંમ,
અગર પોંહચીએ હમ્ સલામત મુકાંમ.

હમો સ્થાપીશું ત્યાં આતશ બ્હેરાંમ,
કરીશું સ્તિાયશ તેની મુદાંમ.

* * *

થઇ જોત જોતાંમે કુદરત્ સમી,
રહીતી જે તુફાંન અંદર રમી.

સમી ગઇ ધરતી 'ને કાળું ગગંન,
પડયો બંધ એકદમ્ તુફાંની પવન.

થયો ઠંડ સાગર્ હતો જોશબંદ,
રહેમત ખુદાની થયું દુર વઘન. (૪)

## જરથોશ્તીઓએ એક દીલથી કરેલી બંદગીના પરીણામ વિશે.

બેશક જરથોશ્તીઓએ શાંત મનથી કરેલી બંદગી, તે દાતારની દરગાહમા મંજુર રહી, અને જોતાં જોતાંમા તુફાંની પવન

નરમ પડી ગયો, મોજાઓ સમી ગયા, અને આસમાંન ઉપર ઘેરાયેલી તુફાંની ઘટા ખુલ્લી થઇ ગઇ. આપણા નિયાંગાનોએ કરેલી બંદગીની આવી એજમતી અસર જોઈ સઘળાંઓ ખુશી થઇ ગયાં, અને થોડાક વખતના અરસામા તેઓને જમીન દુર દેખાવા લાગી. સુકાંનીઓએ પોતાની કિશ્તીને વલાણુ આપી. ડનડન કરતી કિશ્તીઓ ગેલ કરતી આગળ વધી, અને આપણા વડવાઓ કિનારે ઉતર્યાં.

કિનારે ઉતરતાં જ સઘળાં નાહનાં તેમજ મોટાં, ઓરતો તેમજ મરદો, મોહડાં ધોઈ કુસ્તી કરી ખુદાની મેહરબાની માટે શોકર ગુજારી કરવામા મશગુલ થયાં. તે કિનારો સંજાનનો હતો.

## જરથોશતીઓ સંજાંન બંદરને કિનારે ઉતરે છે.

જરથોશતીઓએ સંજાંન બંદરને કિનારે જ પડાવ નાખ્યો, અને કેવી રીતે ગાંમમા દાખલ થવું, તેના વિચારમા તેઓ પડયાં, કેમકે આ ગાંમથી તેઓ બેખબર હતાં. સંજાંનમા એ વખતે "જયરાણા" યાને "જાદીરાણા" રાજ કરતો હતો. તે ઘણો ધારમિક અને અકલમંદ હતો. પરદેશીઓનો એક ગંજાવર કાફલો, સંજાંન બંદરે ઉતરી, બંદર ઉપર કિનારે જ પડાવ નાખી પડયો છે, અને તેઓ ઘણા મોટા, કદાવર, ગોરા, તથા લડાએક દીસે છે, એવી ખબર જ્યારે [1]જાદીરાણાને લોકોએ આવી જાહેર કીધી,

૧ મરહુમ ડા૦ જૉન વીલસન પ્રમાણે, એ જાદીરાણા પાટણના અણહીલવાડનો "જયદેવ" અથવા વણરાજ હોવો જોઇએ, કે, જે ઇ૦ સ૦ ૭૪૫ થી તે ૮૦૬ વેર ગુજરાતમાં હકુમત કરી ગયો હશે. પા૦ પ્ર૦

ત્યારે તે અંદેશામા પડયો, અને પોતાના મુલક ઉપર દુશમનો ચહડાઇ લાવ્યા છે કે શું, તેના વિચારમા તે પડયો. તેણે પોતાના પ્રધાંન સાથ મસલત કીધી, અને પ્રધાંને આ પરદેશીઓની સંજાંનમા ઉતરી પડવાની મતલબ શું છે, તે તપાસવા માટે એક યોજના યોજી કહાડી.

જાદીરાણાના પ્રધાંને પોતાની દરબારના ત્રણ બાહોશ માનસોને ફરમાવ્યું, કે એક ઘડો દુધથી છલાછલ ભરી તેઓએ બંદર ઉપર લઇ જવો, અને ત્યા કિનારા ઉપર પડાવ નાખી પડેલા પરદેશીઓના આગેવાંન પ્રતિનીધીને તે દુધનો ઘડો દરબાર તરફથી આપવો, અને તે શું કહે છે તે સાંભલી આવવું.

આ હુકમ મુજબ જાદીરાણાના માનસો દુધનો ભરેલો એક ઘડો લઇને બંદર ઉપર ગયા, અને કિનારા ઉપર પડાવ નાખી પડેલા પરદેશીઓના પ્રતિનીધીને મળવાની તેઓએ અરજ કીધી. પરદેશીઓના વડા પ્રતિનીધી દસતુર નેરીઓસંગ આગળ આ માનસોને રજુ કીધા. જાદીરાણાના માનસોએ કહ્યું કેઃ— "હમારા રાજાએ આ દુધનો ઘડો તમારે માટે મોકલ્યો છે."

આ દુધનો ઘડો છલાછલ ભરેલો જોઇ દસતુર નેરીઓસંગ ધવલ વિચારમા પડયો. વળી તે વમાસણુમા પડયો, કે હમારી સંખ્યા આટલી મોટી છે, અને આ દુધનો નાહનો ઘડો હમુને કેમ ચાલે? માટેજ એમા કાંઇક ભેદ હોવો જોઇએ. તે દાનેશમંદ દસતુરે આ દુધના ઘડાને છલાછલ ભરેલો જોઇ, તેનો ભેદ તે

તુરતજ સમજી ગયો. તુરતજ તેણે પોતાને આંગલેથી વીંટી કહાડી, પેલા દુધના ઘડામા નાખી, અને જાદીરાણાના માનસોને તે દુધનો ઘડો પોતાના રાજા પાસ પાછો લઇ જવા જણાવ્યું.

## જરથોશ્તીઓની કસોટી કરવા માટે જાદીરાણાએ યોજના રચી, તે વિશે દુધના ઘડાની કાંહાંણી.

પ્રધાંને મોકલેલાં માનસો કિનારે ઉતરેલા પરદેશીઓ તરફથી શું જવાબ લાવે છે, તે જાણુવા માટે દરબાર આ વખતે આતુર બની રહી હતી. નોકરોએ પેલો દુધનો ઘડો પાછો લાવી દરબારમા રાજા સામે મુકયો. તંપાસ કરતાં પ્રધાંનને તે દુધના ઘડામાથી એક વીંટી મલી, અને તે વીંટી જોતાં જ પ્રધાંને ખુશી થઇ જાદીરાણાને જાહેર કીધું કે:–"અહો મહારાજ, જે પરદેશીઓ બંદર ઉપર પડાવ નાખી પડયા છે, તે કાંઇ આપણા દુશમન નથી, પણ આપણા મુલકમા વસ્વાટ કરવા માટે આવ્યા છે."

આ દુધના ઘડામા સમાયેલા ભેદ વિશે, પાછલથી પ્રધાંને જાદીરાણાને એવી રીતે સમજાવ્યું, કે "જેમ આ દુધનો ઘડો છલાછલ ભરેલો છે, તેમ હમારૂ શેહર વસતીથી ખીચોખીચ ભરાઇ ગયું છે, માટે તમો પરદેશીઓ માટે હિયાં જગ્યા નથી." પરદેશીઓએ તેનો જવાબ એક વીંટી દૂધના ઘડામા નાખી આપણા ઉપર મોકલાવી છે. તેની મતલબ એ છે, કે:–"હે રાજા, જો કે તારૂ શેહેર વસતીથી ખીચોખીચ ભરાઇ ગયું છે, અને બાકી કાંઇબી જગ્યા તારા શેહેરમા ખાલી નથી, તોપણ આ દુધના ઘડામા એક વીંટી

જેટલી સેહલાઇથી પડી રહી છે, તેમ તારા શેહરમાં તેટલી જ સેહલાઇથી, કાંઈબી અડચણ વગર વસ્વાટ કરવા હમો આવ્યા છીએ."

## જાદીરાણાની દરબારમા પારસીઓ હાજર થાય છે.

આ ચરચ્ચાર દરબારમા ચાલતી હતી, તેટલાં પરદેશી પારસીઓના પ્રતિનીધી તરીકે, દસ્તુર નેરીઓસંગ ધવલ, અને થોડાક પારસી બેહદીનોનું એક મંડળ, પોતાની સાથે સંજાંનના રાજા માટે નજરાંનુ લઈ દરબારમા દાખલ થયા, અને રાજા જાદીરાણાને દરબારમા નમન કરી, તેની સામે તેઓ ઉભા રહ્યા. આ પરદેશીઓના રંગ, રૂપ, અને કદ જોઇ જાદીરાણાની દરબાર સ્તબ્ધ થઇ ગઇ.

આહા! તે વખતના પારસીઓ કેવા હતા ? ખચીત તેઓ આજના જેવા તો નહી જ હતા.

નહી હતા તે છકેલ-છોટા,
નહિ વેંહતીયા જેવા મોટા,
નહી હતા સોભઇતા ખોટા,
પણ હતા બળિયા ધરણીમા—
ગાજી ગરજતા જાંણે સમંન્દર,
અતી ધુરંન્ધર, બહુ દીનકર,
શોભી રહેતા શુભ કરણીમા—૧

નહી 'નેક-ટાઇ, કૉલર' કરતા,
નહી ફિરંગી વેશ પહેરતા,
નહી 'ચિરૂટને' મુખમા ધરતા,
એવા હતા તે બહુ ગુણકારા—
નહી રંગીલા, નહી અલબેલા,
છકી છકીને નહી છલકેલા,
ગર્વ કરીને નહી ફૂલેલા,
નહી મગોલ મોતે મરનારા—૨

અને તે વખતની પારસી નારો? તેઓ કેવી હતી? ખચીત, આજના જેવી તો તેઓ નહી જ હતી? આહા! તે વખતની નારો—

નહી મલકાતી, નહી છલકાતી,
નહી ગભરાતી, બહુ કળવાલી—
નહી ડર ખાતીં, નહી મરકાટી,
નહી તડખાતી, બહુ બળવાલી—૧
નહી 'લેસ વાલી,' નહી 'કેસ વાલી,'
જરા જરામા નહી રડનારી—
બહુ સતવાલી, બહુ પતવાલી,
બહૂ દુશમન્સે જઇ લડનારી—૨
સુખ કરનારી—દુઃખ હરનારી,
લાજ દાજ હૈડે ધરનારી—

બહુ બુધ્ધવાલી, બહૂ સૂધ્ધવાલી,
ઈજ્જત ખાતર્ બહૂ મર્નારી—૩

દસતુર નેરીયોસંગે ગાદી ઉપર બિરાજેલા જાદીરાણાને આશીષ દીધા.

દોહો. રાગ કેદાર.

રાજ રંગ તુજ અંમર તપો,
અંમર્ રેહો સુખ ધાંમ—
[1]રિપુ રંજે પુર રેહો,
કિરતી ચમ્કો મૂદાંમ. ૧
જુગ જુગ જીવો સૂખમે સદા,
જય વિજય જયરાજ-
હમ્ ગરજવંત અભાગીયા,
પરદેશી મોતાજ—ર

જાદીરાણાએ પરદેશીના પ્રતિનીધીને આવી રીતે બોલતાં સાંભળી સવાલ કીધો, કેઃ—

દુહો. રાગ—કેદાર.

હે! પરદેશી અભાગીયા,
કોણ દેશ શું ગાંમ—
રંગ રૂપે ગોરા 'ને બળીયા,
(તમ) દીસો છો પુર—હાંમ-૧

૧ દુશમન.

હે! ચતુર-ચાતુર ગરજવંતા,
શું ધર્મ શું નાંમ-
શું કરશો સંજાંનમા,
રહી વસીને કાંમ-૨

## સંજાંનના રાજા આગલ દસતુર નેરીઓસંગ ધવલ, પારસીઓની ઉપર ગુજરેલી આફતનો હેવાલ કહે છે.

દસતુર નેરીયોસંગે જાદીરાણાના સવાલના જવાબમા પોતાના તાએફાની તમામ હકિકત નીચે પ્રમાણે જાહેર કીધી. (૬)

સલાંમત્ રહો રાય તારૂ તખત,
રહો તારૂ કાયંમ્ રોશંન્ બખત.

બયાં શું કરૂં હાલ કમબખ્તીનો,
સિતારો હમારો છે બરગશ્તીનો.

વતન્ છે હમારૂં મુલકે ઇરાંન,
અવલાદે કઇએ નોશીરવાંન.

બળમા છિયે હમ્ રૂસતંમ્ સમાંન.
શસ્ત્રો હમારાં છે તીરો કમાંન.

તલવાર, ખંજર, 'ને ગુરજ્-ગદા,
હમારી કંમર્ પર્ રહે છે સદા.

દીલે દયાલુ, સબરમે સૂરા,
વચંનના સાચા યકિનના પૂરા.

ધરમને થકી છોડી છે સરજમીન,
અરબથી થઇ છે પામાલ દીન.

જુલમગારોથી હમ્ ભટકતાં થયાં,
લઇ બાળ-બચ્ચાં રખડતાં થયાં.

હમારે પડી કાંને એવી ખબર,
(૨૦૦) કે રાજા છે સંજાંનનો [1]દાદગર.

હમારા ધરમની ધરી દીલદાજ,
હમુને પનાહ દે, ઓ સરતાજ.

વસી હ્યાં બનીશું સદા તાબેદાર,
કદમ્ પર્ કરીશું જીવને નેસાર.

## જાદીરાણાએ પારસીઓ સાથ કરવા માંગેલી સરતો.

સંજાંનના રાજાએ, પહેલાં તો, આ પરદેશી પારસીઓને હથીયારબંધ, કદાવર, અને સુરવીર જેવા જોઇને ધાસતી ખાધી, અને તેણે વિચાર કીધો કેઃ—"જો સંજાંનમા વસવા માટે હું એ લોકને મનાઇનો હુકમ કરીશ, તો કદાચ તેઓ મારા શેહેરમા ફેસાદ બરપા કરશે, અને તેમાથી મારૂં રાજ ધાસ્તીમા આવી

1 દાદનો લેનાર.

પડશે." જાદીરાણાએ લાંબો વીચાર કરી, પારસીઓના હાલ ઉપર દયા લાવી, દસતુર નેરીઓસંગ ધવલને કહ્યું કે:-"હે મહારૂશી, મારી રાજધાનીમા વસવાનો તમો હક માંગો છો, તે હક હું તમુને એવી સરતે આપુ કે:—

**દુહો. રાગ દેસ.**

અરેરે હાલ જોઈ તમનો,
દીલ મહારૂં જળજળે-
ચાહો રઈસ બનવા તમો,
સરતો કબુલો આ પળે-૧

**રૂપક.**

તજી શસ્ત્ર સંગ-તીરો કમંન્દ-
સમશીર-ગદા બાજુ કરો,
ભાષા તજી ઇરાંનની-
ભારતની મુખે ધરો--૧.
પહેરવેશ તમ નર-નારના,
બદલી હમારા તમ ફરો.
બોલીયા છો મૂખથી જે-જે,
તેજ ઉચ્ચારી આચરો—૨.
વળી વેસવાળ, વિવાહ પ્રસંગે,
કાંમ ક્રિયા ધારજો-
હંમેશ સંધ્યા કાળે તમ,
આશીર્વાદ દેવારજો—૩.

સરતો કબુલી સર્વ તમ,
વસજો તમે સંજાંનમા,
ખોલી કહો તમ ભેદોને,
હોય ધર્મના જે ધ્યાંનમા—૪

## બાદીરાણા તરફથી પારસીઓને તેના પ્રધાંને સમજ પાડી.

"હે પારસીઓ! હમારા રાજાનુ કેહવું એવું છે કેઃ—" તમારા લોકોના હાલ જોઈ તેમનુ દીલ જળે છે. તમો હમારી રૈયત બનવા હમારા મૂલકમા વસવા માંગો છો, તો પેહલાં હમારી સરતો તમો કબૂલ કરો.

પેહેલુ—તમારાં તમામ હથીઆરો, જેવાં કે તીરો અને કમંન્દ, તથા તલવાર અને ગુરજને તમોએ બાજુએ મુકવાં.

બીજુ—તમારી ઈરાંન દેશની ભાશાને તમોએ તજી દેવી, અને આ ભારત દેશની હમારી ભાશાને હવે પછી તમોએ તમારી પોતાની ભાશા ગણવી.

ત્રીજુ—તમારા ઇરાંન દેશના પહેરવેશ, તમારી સ્ત્રીઓ અને પુરૂશોએ બદલી નાંખી, હમારા પોશાકોને તમોએ અખ્ત્યાર કરવા, અને તમોએ જે જે શબ્દો ઉચ્ચારયા છે, તે પ્રમાણે ચાલવા તમો કબુલ થાવો.

ચોથુ—તમો લગન કે વેસવાળ પ્રસંગે, જે જે કાંઇ ક્રિયાઓ કરો, તે હમારી રીત પ્રમાણે તમોએ કરવી, અને હંમેશાં સંધ્યા ને કાળ (યાને સાંજ) વખતે આશીરવાદ તમોએ દેવાડવા.

આ સઘળી સરતો કબુલ કરી, તમે સંજાંનમા વસજો, અને તમારા ધર્મના જે કાંઇ ભેદ તમો જાણુતા હોવો, તે હુમોને કહી સંમજાવો.

## નેરીયોસંગ-ધવલે જાદીરાણાને દીધેલો જવાબ.

દસતુર નેરીયોસંગે બેહદીનો સાથ જાદીરાણાએ રજુ કરેલી સરતો માટે મસલત ચલાવી, અને તેમની સંમતીથી તે સરતો મંજુર કરવાના ઠરાવ ઉપર આવી, તેણે જાદીરાણાને જવાબ દીધો, કેઃ—

સાંભલ્ હે રાજા હુમારા સુખન,
રેહેલું છે હુમ્ પર્ ચંર્ખે-કહુન.

હુમ્ બેચાર બેકસ્ છીએ મગર—
દીલે દીલાવર્, શુરવીર્ જીગર.

હુમોથી તું જોશે ન હરગીજ્ બદી,
આ સર્ તારે ખાતર્ દઇશું લડી.

હુમો છીએ યઝદાંપરસ્ત્ પારસી,
યકીન્ નીરમળ છે મિસલ્ આરસી.

વતન્ શાહી ખોઇ ધરમ્ દીન કાજ,
તજી માલો મીલકત્ હિયાં છીયે આજ.

કહાં છે નીયાંગાંઃનોની નજર,
કહાં છે માદર, કહાં છે પેદર.

કહાં છે દીલરંગ બેટીના બાપ,
ગજબ્ જોઇ વહે છે ચશ્મોથી આબ.

તવલતાં, તડફતાં વાહલાં થયાં,
નજર સાંમને ખુંન કાળાં થયાં.

લહુ કેમ્ જમાનાનુ કાળું થયું,
હમારાં આંસુનું નાળું થયું.

કહાં સલતનત 'ને કહાં અંન્જુમન,
કહાં હમ્ વતન 'ને કહાં હમ્ સદન.

જયરાજ મહારાજ ! હે ! દમ્પતી,
સાંભળ ધરમ શું છે જરથોશ્તી.

દસતુર નેરીયોસંગ ધવલે જાદીરાણાની દરબારમા જરથોશ્તી ધરમના ભેદ ખુલ્લા કરતાં ગાયલા શ્લોક.

## તેના ગુજરાતી તરજુમાં સાથે.



### શ્લોક પેહલો.

सूर्यं ध्यायंति ये वै हुतवहममनिलं भूमिपाकाशमाद्यं
तोयं संपंचतत्त्वं त्रिभुवनसदनं न्यासमंत्रैस्त्रिसद्यं ।
श्रीहोर्मिज्दं सुरेशं बहुगुणगरिमाणं तमेवं कृपालुं
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

હમો પારસીઓ, સુરજનુ ધ્યાંન ધરનારા. પાંચે તત્વો–પાણી, આતશ, હવા, જમીન અને આકાશને માનનારા યાને નમન કરનારા; દીવસમા ત્રણ વાર નીયાએશ માથ્ર ભણનારા, શ્રી અહુરમઝદ, જે સર્વ ફરેશ્તાઓનો સરદાર, જે મહાગુણી જગતનો પાલનાર છે, તેનું ધ્યાંન ધરનારા, એવા હમો ગોરા, ધીરા, સુરા, વીરા, અને બળવંત પારસીઓ છેએ. (૮)

### શ્લોક બીજો.

**स्नाने ध्याने सुपाठे हुतवहहवने प्राशने मौल्यमौत्रे**
**शास्त्रोक्तं सप्तमौनं निदधति नृवराः सर्वदा सर्वदा नः ।**
**नानाधूपैः सुपुष्पैर्वरफलबहुलैः पूजयंतीह धेनौ**
**गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥**

જેઓ નાહતી વખતે, તેમજ પરમેશ્વરની ભકતી કરતી વખતે ધ્યાંન ધરી એક ચીતે ભણે છે, તથા આતશની બંદગી કરે છે. જમતી વખતે તેમજ હાજત પ્રસંગે ધર્મની રૂએ સાત પ્રસંગે બાજ ધરનારા, આ દુનીયામા ધારમીક ક્રિયામા સુખડ લોબાંન વિગેરે, તથા સુગંધી ફુલોના ઉપયોગ કરનારા, અને ગાય ગોસ્પંન્દોને ચાહાનારા, એવા હમો ગોરા, ધીરા, સુરા, વીરા, પારસીઓ છેએ. (૯)

### શ્લોક ત્રીજો.

रम्यं वस्त्रं पवित्रं कवचगुणमयं कंचुकं नित्यमंगे
युक्तामूर्णासकुस्तीमहिमुखसमताबंधनां चैव कट्यां ।
मूर्धानं वस्त्रगुप्तं पटयुगलतले रक्षणं कुर्वतो ये
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

પોતાંના શરીર ઉપર હંમેશાં જેઓ પવીત્ર વસ્ત્ર—સદરો—પેહરે છે, અને જેઓ પોતાની કંમરે સદરાની ઉપર કુશ્તી બાંધેલી રાખે છે, જેના છેડા સાંપના મોહોડાં જેવા હોય છે. જેઓ પોતાનું માથું હંમેશાં ટોપી વડે ધાંકેલું રાખે છે, અને પળવારની માથું ઉઘાડું રાખતા નથી. એવા હમો ગોરા, ધીરા, વીરા અને સુરા પારસીઓ છૈએ. (૧૦)

### શ્લોક પાંચમો.

येषां गेहे सुरम्यं मधुररसमयं चान्नदानादि नित्यं
कासारं कूपवापीजलपुलरचनं दानमेभिः प्रकारैः ।
वस्त्राद्यं द्रव्यदानं ददति गुणवतां सर्वदा याचकानां
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

જેઓના ઘરથી અંનની સખાવત થાયે છે. જેઓ કુવા, તલાવ, અને વાવ બંધાવે છે, અને જેઓ હંમેશાં વસ્તર અને દ્રવ્યનુ દાંન કરે છે. એવા હમો પારસી ગોરા, ધીરા, વીરા અને સુરા છૈએ. (૧૧)

શ્લોક નવમો.

**येषामेवांगना या ऋतुसमयदिनाः सप्तरात्रौभवेयुः**
**पूताः सूताश्च मासे प्रसवनसमयाद् देहशुद्धास्तथैव ।**
**रम्याचारेण गौरा नवकनकनिभा वीर्यवन्त्यो बलिष्ठाः**
**पूतात्मानोपि नित्यं विकसितवदनास्ते वयं पारसीकाः ॥**

જેમની ઓરતો માસીક માંદગી પ્રસંગે સાત રાત સુધી અલગ રહે છે, અને જેમની ઓરતો પ્રસવ સમે ચાલીસ દીવસે પોતાના શરીરને અંઘોળથી શુદ્ધ કરે છે. જેમની નારો રૂડા આચાર વિચારવાલી, રૂડી ચાલની, કુલીન હોય છે, અને જેઓ સદા હસતા મુખવાલી, જોરવાલી, અને હિંમતવાલી હોય છે. એવા હમો ગોરા, ધીરા, વીરા પારસીઓ છૈએ. (૧૨)

શ્લોક દશમો.

**वेश्यास्त्रिभिर्न संगः पितृषु शुचिमुखं श्राद्धमग्निश्च धेयो**
**नो मासं यज्ञबाह्यं स्वपिति महिधराशय्यहो पुष्पनारी ।**
**वैवाह्यं लग्नशुद्धिर्न हि भवति शुचिर्भर्तृहीनापुरं घ्नी**
**येषामाचार एवं प्रतिदिनमुदितास्ते वयं पारसीकाः ॥**

જેઓ બદફેલી કરતા નથી. જેઓ પરનારીની સંગત કરતા નથી. જેઓ ફ્રવશીની આરાધના કરે છે. જેઓ વીધવાને અપશુકન તરીકે લેખે છે. જેઓ લગન પ્રસંગ શુભ શુકન કરે છે. એવા આચારવાલા, એવા વિચારવાલા હમો પારસીઓ ગોરા, ધીરા, વીરા અને સુરા છૈએ. (૧૩)

શ્લોક બારમો

**पानीयं व्योम चंद्रं हुतवहमनिलं भूमिमादित्यमेवं**
**श्रीहोर्मिज्दं च दातारमचलममरं चेतसा चिन्तयन्ति ।**
**नित्यं ये न्यासपाठं विदधति जयदं धर्मदं कामदं च**
**आहारे मौनमादौ तनुशुचिकरणे ते वयं पारसीकाः ॥**

જેઓ પાણી તથા આકાશને, જેઓ ચંદ્ર તથા આતશને, જેઓ પવંન તથા જમીનને, અને સુરજ તથા અહુરમજદ, જે જગતનો દાતાર, અને વગર મોતનો કાએમ છે, તેને મનથી ભજે છે.

જે ફતેહનો બખશનાર, અને ધરમનો વધારનાર, તેને હમો આરાધીએ છૈએ. એવા હમો ગોરા, ધીરા, વીરા, બળવંત પારસીઓ છૈએ. (૧૪) ☞

## જરથોશ્તી ધર્મની ખુબી સાંભળી જાદીરાણા પારસીઓ ઉપર પ્રસન્ન થાય છે.

જરથોશ્તી ધરમમા સમાયલી ખુબીનો નેરીયોસંગે કરેલો ખુલાસો સાંભળી જાદીરાણા ઘણોજ ખુશી થઇ ગયો, અને પારસીઓ

---

☞ અસલ દસ્તાવેજોમા સઘળા મળી ૧૬ શ્લોક દસ્તુર નેરીયોસંગે જાદીરાણા આગળ કહ્યા હતા. પણ આ વાંચણ જાહેરમા રજુ કરવા માટે, ડી૦ એન૦ પટેલે સઘળા શ્લોકમાથી ફક્ત ઉપલા નવ અગત્યના શ્લોક ચુંટી કાહડયા હતા. એ શ્લોકને સંસ્કૃત ઢપે લલકારવા, તથા ઉચ્ચારવા માટે સંસ્કૃત ભાષાના જાણકાર પંડીત વિશ્વામિત્રએ જે મદદ ડી૦ એન૦ પટેલને કરી હતી, તે માટે આ પ્રસંગે તેમનો ઉપકાર માનુ છું.

ઉપર પ્રસન્ન થયો અને પારસીઓને પોતાના રાજમા, તેઓ જે જગ્યા પસંદ કરે ત્યાં, તેઓને એક હજાર વિઘા જમીન ઉપર વસવાટ કરવાની તેણે સનદ આપી.

સંજાંનમા જાદીરાણાના હુકમથી પારસીઓએ એક કુસાદે જગ્યા શોધી કાહડી, અને ત્યાં પોતાનુ વતન બનાવવાની તેઓએ ખાએશ જણાવી, તે જગ્યા માગી લીધી, અને જ્યાં વેરાંન બીયાબાંન હતું, ત્યાં પારસીઓએ વસવાટ કરી તેને આબાદ બનાવ્યું.

## સંજાંનનું નામ કોણે આપ્યું.

પુરાણા પુસ્તકો તપાસતાં માલમ પડે છે, કે "સંજાંન"નુ નામ જે જગ્યાંને પારસીઓએ આપ્યુ, તે નામ આપનાર પેહલવેહલા પારસીઓ જ હતા. તે એટલાં ઉપરથી માલમ પડે છે કે, તેવીજ આબાદ જગ્યાઓ ઈરાંનના જુદા જુદા મુલકોમા હતી, જે સંજાંનને નામે ઓળખાતી હતી. દાખલા તરીકે, મરવ મધે તેમજ દરબંન્દ મધે સંજાંન નામના ગામ હતાં. તેમજ નીશાપુંર અને ખોરાસાંન મધે પણ સંજાંન નામની જગ્યાઓ હતી. હિન્દુસ્થાંન તરફ આવવા નિકલેલો આપણા નિયાગાંનોનો કાફલો ખોરાસાંનથી નિકલી આવેલો હોવાથી, હિંન્દુસ્થાંનમા તેઓએ વસીને આબાદ બનાવેલી એ જગ્યાને સંજાંન નામ આપ્યું હોય, એ બિલકુલ બનવા જોગ છે.

એ રીતે સંજાંનમા પારસીઓએ પોતાનુ સંન્સ્થાંન વસાવ્યું હતું. ત્યાં તેમનો વસવાટ જુદદીનોથી બિલકુલ અલાહેદો જ હતો. ત્યાં તેમના ધરમની રસમો માન પામતી હતી, અને ત્યાં તેઓએ પોતાની સલાંમતી સ્થાપી હતી.

## સંજાંનના રાજાને પારસીઓએ આપેલા કોલ વિશે.

દસતુર નેરીયોસંગ ધવલે, બેહદીનો સાથ મશવરત કરી, જાદીરાણાએ સુચવેલાં ફરમાનોં પ્રમાણે વર્તવાનો કરાર કીધો.

૧. તેઓએ રાજાની ખાએશ પ્રમાણે પોતાના તમામ હથીઆરો, તીર, કમાંન અને ગુરજ તથા તલવાર વિગેરે બાજુએ મુકી દીધાં.

૨. તેઓએ જાદીરાણાની ખાએશને અનુસરી, ઇરાંન દેશની પોતાની ભાશાને પડતી મુકી, અને ભારત દેશની ભાશા બોલવા માંડી.

૩. જાદીરાણાના ફરમાવ્યા પ્રમાણે, પારસીઓએ સંજાંનમા વસવા માટે પોતાના બાપીકાં વતન ઇરાંન દેશનો પહેરવેશ બદલી, મરદોએ તેમજ ઓરતોએ હિન્દુ જેવા પોશાકો પેહરવા માંડયા.

૪. અને છેલ્લે લગન પ્રસંગે સંજાંનના રાજાના ફર-

માવ્યા, પ્રમાણે સરવે ક્રીયાઓ હિન્દુ રેવાજ પ્રમાણે કરવા માંડી, અને આશિર્વાદ પણ સાંજના દેવારવા લાગ્યા.*

## નેરીયોસંગ ધવલ રાજ-દરબારમાં માનીતો થઇ પડે છે.

વખતના વેહવા સાથ પારસીઓ સંજાંનમાં વસી હિન્દુઓમાં ભેલાઈ પલોટાઇ ગયા. સંજાંનના રાજાની દરબારમાં દસ્તુર નેરીયોસંગ ધવલ અતી માનીતો થઇ પડયો. કહે છે, કે જાદીરાણાની એક દીકરીને લાગુ પડેલી કાંઇક ચોક્કસ બીમા-

* અતરે જણાવવાની જરૂર છે, કે ઉપર જણાવેલી ચાર રસમો, જે પારસીઓએ જાદીરાણાના જણાવ્યાથી અખત્યાર કરવાની કબુલાત આપી કરાર કીધો હતો, તે કરાર પારસીઓએ પોતાની કઢંગી, અને લાચાર હાલતને લીધે કીધેલો હતો. કેમકે પારસીઓ અગર જો તે વખતે જાદીરાણાના કહ્યાં પ્રમાણેની સરતો કબુલ કરતે નહી, તો સંજાંનમાનો વસવાનો હક જે જાદીરાણાએ પારસીઓને આપ્યો હતો, તે હક, પારસીઓને મળી શકતે નહી.

આ ઉપરથી જણાઇ આવે છે, કે મજકુર રસમો જે પારસીઓને પોતાની કઢંગી અને લાચાર હાલતને લીધે અખત્યાર કરવી પડી હતી, તે ફક્ત સંજાંનમા વસવાના કરાર હતા. એ કરાર કાંઇ હિન્દુસ્થાંનમા જુદે જુદે મઠેકે વસતા પારસીઓને બંધંન કરતા નહી હતા. દેખાઇતું છે, કે એ કરાર આપણા જે જે નીયાગાંનો સંજાંન બંદરને કિનારે

રીને સાજી કરવામાં જ્યારે રાજવૈદો નિશ્ફળ નિવડયા, ત્યારે દસ્તુર નેરીયોસંગની સલાહ અને ઇલાજથી રાજકુવરીની તે બિમારી સારી થઇ ગઇ હતી. નેરીયોસંગ આવી તારીફ લાએક સેવાથી, રાજા તેની ઉપર અતી ઘણો મેહરબાંન થયો. દરબાર પણ તેના તરફ માન અને ચાહથી જોવા લાગી, અને સંજાંનમાં સરવે કોઈ દસ્તુર નેરીયોસંગ ધવલની બેહદ વહાલ અને ઇજ્જતથી સેવા કરવા લાગ્યાં.

---

ઉતર્યાં હતા, તેઓનો અગર જો મંજુર કરતે નહી, તો સંજાંનનો રાજા તે લોકને સંજાંનની બાહાર જવાની ફરજ પાડતે.

ત્યારે સવાલ ઉભો થાય છે, કે એ કરાર સમસ્ત પારસી અંનજુમંન, એટલે આખી પારસી કોમ ઉપર કેવી રીતે ઠસાવી શકાય? કહેવામા આવે છે, કે પારસીઓએ એ રસમ અખત્યાર કરવાનો કોલ જાદીરાણાને આપ્યો હતો, તેથી તે કોલ પારસીઓથી તોડી શકાય નહી. પણ આ બીના જાહેર થયા પછી દેખાઇ આવ્યું છે, કે થોડાક પારસીઓ, જેઓ સંજાંન ગયા હતા, તેઓએજ એ હિન્દુ રસમ અખત્યાર કરવાનો કરાર કીધો હતો. કેમકે તે વખતે હિન્દુસ્થાંનના બીજા ભાગોમાં પણ પારસીઓ વસતા હતા.

પણ વખત પોતાનુ કામ અમુક રીતે કર્યાં જાય છે. સંજાંનના રાજાને પારસીઓએ આપેલો કોલ, આપો આપ હવે વખતના રોહામા ઘસડાઇ જતો આપણુ જોઇ શકીયે છીએ. પારસી સ્ત્રીઓ અને પારસી પુરૂશોના લગન સાંજને (સંધ્યા કાળ) બદલે સહવારના થવાં લાગ્યાં છે. પારસીઓ બ્રીટીશ સરકારના આસરા અને હકુમત હેઠળ વસી, વૉલં-

દસતુર નેરીયોસંગ ધવલે જાદીરાણાને સંભલાવેલા શ્લોકોથી જરથોશ્તી ધરમની મોતેબરી વિશે, તેના મન ઉપર કાંઇક અજબ અસર થઇ હતી.

રાજકુવરીની બિમારી દફે કરવામા દસ્તુર નેરીયોસંગ ફતેહ પામ્યા છે, એવી ખબર ગામમા ચોમેર ફેલાઇ ગઇ. એ બનાવ બન્યા પછી હિન્દુઓ પારસીઓને અને તેમના ધરમને માન આપવા લાગ્યા, અને રાજાએ તેમને નવાજવા માટે દરબાર ભરી. એ દરબારમા નેરીયોસંગે ઉપદેશ કીધો. (૧૫.)

---

ન્ટીયર બની હથીઆરો બીડી શકયા છે, તેમજ તેઓ પોતાનુ પારસી-પણુ જાળવવા માટે હિન્દુ પેહરવેશ પેહરવાના કરારને બાજુ મુકી, પોતાનો "નેશનલ પહેરવેશ" અખત્યાર કરી ચુકયા છે.

અને તેજ રીતે પારસી બાંનુઓએ પણ પોતાના પેહરવેશમા મહાભારત ફેરફારો કીધા છે, જે બીના કાંઇ આજે છુપી રહી નથી.

એક વાત અતરે નોધવા જોગ છે, કે પારસી બચ્ચો પોતાના ભીતરમા કાંઇક એવું ખમીર ધરાવતો માલમ પડયો છે, કે જ્યાંબી તે ગયો છે, જેબી મુલકમા તે જઇ વસ્યો છે, ત્યાંના રેવાજને અનુસરતો થવાના ખાસ ગુણ (adeptibility) તે ધરાવે છે. હિન્દુ રાજમા વસી તે હિન્દુ જેવો થયો છે, ઇસલામી સલતનતમા વસી તે ઇસલામી પેહરવેશને સરણ થયો છે, તેમજ બ્રિટીશ સલતનતમા વસી તે એક ઇંગ્રેજ જેવોજ બની ગયો છે.

## સંજાંનમા આતશ બેહરાંમ બાંધવા માટે અરજ.

રાજાએ દરબારમા પારસી દસ્તુરો તથા બેહદીનોને માનથી નવાજી દસ્તુર નેરીયોસંગ માટે ખાસ વખાણ કીધા. રાજાની આવી મેહરબાની જોઈ દસ્તુર નેરીયોસંગે સંજાંનમા એક આતશબેહરાંમ સ્થાપવા દેવાની રજા માંગી. દીવ બંદરથી નિકળ્યા પછી સંજાંન તરફ આવતાં પોતાનો તમામ કાફલો તુફાંની દરીઆવમા સપડાયાથી, પારસીઓએ બચવા માટે આતશ બેહરાંમ સ્થાપવાની જે માનતા લીધી હતી, તે જાહેર કરી સંજાંનમા એવું એક આતશ બેહરાંમ સ્થાપવા દેવા માટે એક લાએક જગ્યા મેળવવાની પરવાંનગી માગી.

સંજાંનના રાજાએ દસ્તુર નેરીયોસંગની એ માંગણી ખુશીથી કબુલ કીધી.

## આતશ બેહરાંમ માટે ત્રણ ફરસંગ જમીનની માંગણી.

તે ઉપરથી દસ્તુર નેરીયોસંગે રાજા આગળ અરજ કીધી, કે હમારા આતશબેહરાંમ માટે હમુને ૩) ફરસંગ (લીગ)

---

પારસીઓનો આ એક ખાસ ગુણ છે. છતાં પારસીપણુ જાળવવાનો આજે એકલો ઇલાજ તે પારસી પેહરવેશ છે. અને એક સાચ્ચા જીગરવાલો પારસી પોતાના એ પારસી પેહરવેશમા જેટલો દીપી નીકળે છે, તેટલો, બીજા કોઈબી પેહરવેશમા તે દીપતો હોય, એમ લાગતુ નથી. કરતા.

જમીન, બીલકુલ અલાહેદી મળવી જોઇએ. ત્યાં હમદીનો સીવાય કોઇબી જુદદીનનો પગદંદો હોવો જોઇએ નહી. અગર જો કોઈ જુદદીન માણુસ ત્યાં પુકાર કરે, તો હમારાં કામમા મોટી ખલલ પડે, કેમકે ધર્મ પ્રમાણે આતશ બેહરામ બનાવતાં હમુને જુદી જુદી જાતના ૧૬ આતશ મેળવવા પડશે, અને તે સરવેને યજશનીની ક્રીયામાથી પસાર કરવા પડશે. એ સઘળાં માટે હમુને એક વરશથી વધુ મેહનત કરવી પડશે.

દસ્તુર નેરીયોસંગના માગ્યા પ્રમાણે ૩) ફ્રરસંગ જમીન સંજાંનના રાજાએ પારસીઓને બક્ષેસ કીધી, અને એવા એક ફતેહમંદ આતશ બેહરાંમ તેના પોતાના રાજમા બરપા થાય, તે માટે તેણે પોતાનો સંતોશ અને ખુશાલી જાહેર કીધી.

## આલાત લાવવા માટે પારસીઓ ખોરાસાંન જાય છે.

એક આતશ બેહરાંમ સ્થાપવાની રજા મળ્યાથી પારસીઓ ઘણાજ ખુશી થઈ ગયા. નેરીઓસંગ ધવલે દસ્તુરોના એક બાહોશ તાએફાને ધરમના આલાત લાવવા માટે ખોરાસાંન તરફ રવાના કીધા. ખોરાસાંનના લોકો જ્યારે હિન્દના લોકોથી જાણીતા થયા, ત્યારે એક બીજો મોટો પારસીઓનો કાફલો હિન્દુસ્થાંન તરફ આલાત લાવનારાઓ સાથે આવવા નિકલ્યો.

સંજાંનમા પારસીઓની આબાદી વધતી ગઈ. દસ્તુર નેરીયોસંગની રહેબરી હેઠળ જરથોશ્તીઓની દીન ગાજી વાજી રહી. (૧૬)

## સંજાંનમા આતશબેહરાંમ.

આલાત લેવા ગયલો પારસીઓનો કાફલો ખોરાસાંનથી પાછો ફરે, તે આગમચ દસ્તુર નેરીયોસંગ ધવલે પોતાની સાથ-વાલાઓની ભેગી મદદથી નવાં આતશ બેહરાંમનુ કાંમ ચાલુ કરવાની તજવીજ કીધી. ૧૬ જાતના આતશ મેળવવામા જે જેહમત ઉઠાવવી પડી હતી, તેમા સરવેથી વધારે મુશ્કીલ કાંમ વીજળીનો આતશ મેળવવાનુ હતુ. એવો બેમુળ આતશ મેળ-વવાનુ કાંમ દસ્તુરાંન દસ્તુર નેરીયોસંગે માથે ઉઠાવી લીધુ હતું. વીજળીના આતશ વીના બનેલા આતશવાલુ આતશ-બેહરાંમ કદીબી સમપુરણ કહેવાય નહી. કહે છે, કે આ વીજળીનો આતશ દસ્તુંર નેરીયોસંગે બાહરોટના પાહડની એક ટેકડી ઉપર જઇ મેળવ્યો હતો. દસ્તુર નેરીયોસંગ વીજળીનો આતશ મેળવવા બાહરોટના પાહડની એક ઉંચી ટેકડી ઉપર ચહડી, ત્યાં એકાગ્ર ચીતે નેરીયોસંગે પરવરદેગારની ઇબાદત કરી, અને વીજળીક આતશને પવિત્ર માથ્ર પહડી પોતાની જાતી શક્તી વડે આકાશમાથી નીચે ખેંચ્યો હતો.* (૧૭)

* આ વીજળીના આતશનો આતશ બેહરાંમમાં ઉપયોગ થતો હોવાની બીના, જરથોસ્તી ધરમની પાર વીનાની બુલંદી દેખાડે છે. વીજળીના આતશ વિશે આતમિક વિદ્યાના જાણકારો જાણવા જોગ ઇશારો પોતાના લખાણોમા કરે છે. વીજળીનો આતશ, આતશબેહરાંમ

## પારસીઓનુ ગુજરાતમા ચોતરફ ફેલાવું.

એ રીતે આખાં હિંન્દુસ્થાંનમા પેહલવેહલાં આતશ બેહરાંમ સંજાંનમા પારસીઓ વસ્યા પછી ૭ વરસે પરઠાયા હતા. આ બનાવ ઈ૦ સ૦ ૭૯૦ ને સુમારે બન્યો હતો.

એને ખાસ નામ જે 'આતશ બેહરામનુ' આપ્યું હતું, તેનુ કારણ એ હતું, કેમકે તે બેહરાંમ યઝદની નઇયતે અરાધવાની પારસીઓએ માન્યતા લીધી હતી.

---

માટે જોઇતો હોવાથી, તે આતશની બાબદ ઉપર એક ભેદભરેલાં અજવાળાનો પ્રકાશ નાખે છે. તે ભેદ દરેક દીનસ્તુસ્ત જરથોશ્તીને જાણવો સજાવાર છે. કેવી રીતે મેળવેલો વીજળીનો આતશ આતશબેહરામ સાહેબને લાએક છે, તે એક જાણવા જોગ બાબદ છે. પણ એ બાબદના ભીતરમા ઉતરવાને માટે આ પ્રસંગ અનુસરતો નથી, તેમજ તે ભેદ જાહેર થયાથી દીનસુસ્ત જરથોસ્તીઓના યકીન ડામાડોલ બને, એમ હોવાથી તે બીનાને અંતરે વધુ ચુંથવી બેજા છે.

તોપણ એ બાબદનો ખુલાસો આ જગે હું કરૂ, તેને બદલે કોઇ દસ્તુર યા દાવરને હું અરજ કરવા રાજી છું, કે મુંબઇના દરેક આતશ બેહરાંમમા સાત પેરીયાંની માચી જ્યારે જરથોસ્તીઓ અર્પણ કરે છે, ત્યારે ઉદવાડાના ઇરાંન શાહ (જે સંજાંનમાજ સ્થાપેલા આતશબેહરાંમ છે, તે) ને જરથોસ્તીઓ નવ પેરીયાંની માચી કાં અર્પણ કરે છે? એનો જવાબ કદાચ એવો મળી શકે, કે ઇરાંનશાહનો દરજ્જો અવલ છે,

## સંજાંનવાલાં આતશ બેહરાંમને ઇરાંનશાહનુ નાંમ આપવાનુ કારણ.

વળી આ બાબદ પણ યાદ રાખવી જોઇએ, કે એ રોશંન આતશને ઈરાંન શાહનુ નામ અરપણ કરવામા આવ્યું છે, તેનુ કારણ એજ હતું, કેમકે તેને માટે ખાસ ઈરાંનથી આલાતો મંગાવ્યા હતા, અને તેથી તેને 'ઇરાંન શાહને' નામે વધાવી લીધા હતા.

એ પછી લગભગ ૩૦૦) વરશની મુદત સુધી કાંઇ પણ જાણવા જોગ બનાવ પારસીઓના બાબમા સંજાંનમા બન્યો નહી હતો. પણ એ ૩૦૦) વરશના અરસામા પારસીઓની વસતીમા મોટો વધારો થતો ગયો, એટલે બનાવ એવા બન્યા છે, કે પારસીઓ પોતાની સાહસિક જીંદગીથી પોતાના વેપાર અને ધંધા અરથે ગુજરાતના જુદા જુદા દેશોમા નિકલી ગયા, અને રફ્તે રફ્તે તેઓ પોતાની અકળ અને હિંમતથી ચોતરફનો વેપાર એકહાથ કરી, બીજી કોમ ઉપર તેઓ સરસાઇ મેળવતા ગયા.

એ પ્રમાણે વેપાર અરથે પારસીઓ વાંકાનેર, ભરૂચ, ખંબાત, નવસારી, તેમજ વરીઆવ, અને સુરત તરફ નિકલી ગયા હતા.

---

પણ તેની દલીલ ઝાજી નિભતી નથી. એ દલીલ કરતાં કાંઇક જુદીજ દલીલ, આ સાત અને નવ પેરીયાંના બાબમા રજુ થતી મારા જાણુવામા આવી છે. કરતા.

ઘણાકો સંજાંનમા રેહ્યાં હતા, અને ત્યાંજ તેઓ પોતાનો રોજગાર ચલાવતા હતા.

## જંગે વરીઆવ.

આગળા વખતની પારસી બાંનુઓની પાકદાંમન અને હિંમત કેવી હતી તે દેખાડવા, જંગે સંજાંનની બાબદ હું રજુ કરૂં, તે આગમચ જંગે વરીઆવનુ કરૂણારસ દાસ્તાંન મારે ભુલી જવું જોઇતુ નથી. જે જે જરથોશતીઓ વેપાર અરથે વરીઆવ જઇ વસ્યા હતા, તેઓ વીશે એક જાણીતી અને આજ સુધી મનાતી તે બાબદ છે.

વસ્યા પારસી કુલ સંજાંનમે,
આબાદી કીધી બિયાબાંનમે.

પૂરાં સાલ ત્રણ સો કિધાં ત્યાં પસાર,
સુખરૂપ વસ્તાં દિસે ઘરબાર.

આબાદ વસ્તી'તી કુલ અન્જુમંન,
વેપાર કારણ કિધાં પરગમન.

ઘણાકો ગયાં નીકલીને ભરૂચ,
કિધી કેટલાંએકે ખંબાત કુચ.

કંઇએક નવસારી નિકલી ગયાં,
કંઇએક સુરત જઇને રહ્યાં.

કંઇએક કુટુંબો ગયાં [1]વાંકનેર,
કિધાં કોઇએ અંકલેસર માહિ ઘેર.

થોડાંક વસીયાં વરીઆવ જઈ,
પડી ત્યાં મુસીબત્ અજાએબ કંઇ.

*    *    *

મુસીબત્ હતી કે ખુદાનો કહેર,
ખુદાના કહેરની હતી તે નહેર.

તવારીખ કંમ્પે છે કરતાં બયાંન,
તારાજ્ થયાં છે નિરદોશ જાંન.

સુનો તમ કથું જંગે વરીઆવ આજ,
કતલ્ કેમ થઇ પારસી [2]દીલનવાજ.

*    *    *

હતું બદનસીબ્ એક રોજે જશંન,
વરીઆવની ખુશ હતી અંન્જુમંન.

મળી નર ભલા કુલ બેહદીનો સંગ,
ગયા સૌ જશંનમે ધરીને ઉમંગ.

કરીને ઇબાદત યઝદાંને—પાક,
કરતા હતા ત્યાં દિલખુશ મજાક.

---

૧ વાંકાનેર.
૨ પારસી બાનુઓ.

મચીતી જીઆફતની ધુમધાંમ,
"'મય-કાંમ' કરતી'તી મહેફીલ તમામ.

જોઈ લાગ રજપુતોએ પાડી ધાડ,
ગયા સૌ ધસી પારસીઓને દ્વાર.

એકાએક થયો ગાંમમા શોરમાં-શાર,
પડી રજપૂતોની ઘરેઘર ધાડ.

રડે ગાભરાં બાવરાં થઇને બાળ,
કહાંથી એકએક જાગ્યો એ કાળ.

નહી કોઇ મરદો હતા ગાંમમા,
કે આવે કોઇ આ સમે કાંમમા.

ત્યાં મરદો કરતા હતા ખુબ જશંન,
હ્યાં નારો જોતી'તી જીવતાં કફંન.

ત્યાં મરદો કરતા હતા ખૂબ મજાહ,
હ્યાં ઓરતો સાંમે ઘુંમતી કજા.

હતા ત્યાં મરદો રંગ રાગમા,
હતી ઓરતો હ્યાં ગમ-ફાગમા.

સૂણી ધાડની આએ અચબૂચ ખબર,
પલકમા કિધી દુર દિલથી ફિકર.

૧ શરાબનો દોર.

વિચારી લિધું તેઓએ એકદંમ,
અગર ઢીલ થશે તો ન રહેશે શરંમ.

નથી કંઇ મરવા સીવાયે ઇલાજ,
હવે રાખ સાહેબ હમારી તું લાજ.

કિધો એવો સંઉ બાંનુઓએ વિચાર,
તુરત બાંધી કંમર ઉપર તલવાર.

બખ્તર બદનની ઉપર બાંધીયાં,
'ને નારોએ નખરાંને ખુબ ઢાંકીયાં.

ધણીની કોલાહો પેહડીને સર,
નિકલી બાંનુઓ મયદાંન અંદર.

ખેચીને તલવાર જીવ પર કરી,
ધસી દોડી સરવે મિસલ લશ્કરી.

કજાં જંગી રંગે ઘુમી ખૂબ બહાર,
ચહડી નાર સુરપર કરતી પૂકાર.

છલંગ મારી કરતી પીલંગોને ઠાર,
ફ્લંગ મારી રજપુત થાતા [1]ફરાર.

પડી કોઇ જંમીન પર કરતા પુકાર,
કરતા મિસલ શેર જખમી બરાર.

કરી ઠાર દુશમન, જીતી નાર જંગ,
થઇ એક ભુલથી ખુવારી-બતંગ.

---

૧. નાહસી જતા.

અરે નાર ગાફ્લ ! કિધી કેવી ખાંમ,
બરબાદ કીધું, સુધરેલું કાંમ.
જીતી જંગ નારો હરખતી હતી,
ફતેહની ખુશીથી ધડકતી હતી.
ફ્કત એક ઠોકર ! ને કોલાહ પડી,
લટકતા બાલોની દીઠી લડી.
જોઈ નારોને મર્દના વેસમાં,
પડ્યા સર્વ રજપુત્ અતી હવેસમા.
ધરી જોમ ભારી, ધસ્યા જોશથી,
ફરોમોશ થઇ બાંનુઓ હોશથી.
નહી તાબ લડવાની રહી નારમાં,
અંજામ આવ્યો પલક્ વારમા.
અગર હાર ખાઇ થશું બંદીવાંન,
રેહશે ન દામન, ધરમ, કે ઇમાંન.
રહેશે સલાંમત જરાબી ન લાજ,
એકજ રહ્યો છે, છેલ્લો ઇલાજ.
નદી તાપતી પુર્ પડોસે હતી,
ધસી સર્વ દોડી ગઇ ત્યાં સતી.
ચહડયું જોમ સર્પર્ ગભરાટમાં,
પડી સરવે જઈ તાપતી માતમા. ( ૧૮ ).

# બેહદીનોનું ગુજરાતમા ફેલાઇ જવાથી, દસ્તુરોને મલેલાં પંથક.

જ્યારે સંજાંનમાથી દીનદાર બેહદીનો જુદે જુદે ગાંમે વેપાર કરવા પોતપોતાના કુટુંબો લઇ નિકલી ગયા, ત્યારે સંજાંનમા વસ્તા દસ્તુરો પણ તેઓ સાથ જવા નિકલ્યા.

એક દાહડો સંજાંનના જરથોશ્તીઓની અન્જુમન મલી, અને તેઓએ ગુજરાતના જુદાં જુદાં ગાંમોના પંઠક દસ્તુરોને આપી લેખીત કરાર કીધા, કે એકના પંઠનાએ બીજા પંઠનુ કાંમ કરવું નહી. સઘળાં મળીને પાંચ પંઠક કીધાં.

૧, સંજાંન,

૨, નવસારી. (ભગરીયા)

૩, ગોદાવરા. (વરીઆવથી અંકલેસર સુધી)

૪, ભરૂચ,

૫, ખંભાત,

આવી રીતે પાંચ પંઠકમા આખુ ગુજરાત વેહચી નાખ્યુ.

## સંજાંનમા પારસીઓને વસ્યાને ૭૦૦ વરશ થયાં.

એવી રીતે જરથોશ્તીઓ થોડીક સદીમા આખાં ગુજરાતમા વેપાર કરી પગભર થઇ ગયા. જ્યારે બરોબર ૭૦૦) વરશ સંજાંનમા આતશ બેહરાંમ સ્થાપ્યાને થયાં, ત્યારે એક નવી આફત જરથોશ્તીઓ ઉપર સંજાંનમા આવી.

# સંજાંન ઉપર પેહલી ચહડાઇ. પારસીઓએ જાદીરાણાને આપેલી મદદ.

## પારસીઓ સંજાંન બચાવે છે.

સુલતાન મહમદ (ઉર્ફે અલાઉદીન ખીલજી)ના હુકમથી તેનો વડો સરદાર અલેફખાંન, સંજાંન જીતી લેવા એક મોટી ગંજાવર ફોજ, સુમારે ત્રીસ હજાર આદમીની, લઇ સંજાંન ઉપર ચહડી આવ્યો. આ આફતની ખબર સાંભળી સંજાંનનો રાજા ધાસતી ખાઈ ગયો, અને પોતાના દેશમા વસ્તા સરવે પારસીઓને પોતાની દરબારમા બોલાવી કહ્યું કે:—

દુહો.

હાલ સુનો તમ પારસીઓ,
રાખું કેમ અંજાણા—
[1]રિપુ ચહડયા છે દેશપર,
સમજી લો સંજાના—૧

મુજ વડવાઓએ દીધા,
હક વસવા તમ ખાસ,
[2]ધાઓ તમ લડવા હવે,
હે પારસી પ્રકાશ.—૨

૧. દુશમન.

૨. દોડો.

# પારસી પેહલવાંન અરદેશર કેરમાની મુસલમાનો સાંમે લડવા બાહાર પડે છે.

જે આગેવાન પારસી સંજાંનાઓ દરબારમે હાજર હતા, તેમા એક અરદેશર કેરમાની નામે પારસી પેહલવાંન હાજર હતો, તેણે રાજાને નમીને જવાબ દીધોઃ—

દુહો.

જેમ ગગનમે રવી તપે,
તપ જો તારી શાંન,
તુજ દુશમન શીર છેડીશું,
દઇશું સુળી સુલતાંન—૧.
હમો પારસી બહુ બળિયા,
ધીરા, વીરા મસ્તાંન.
રાય થકી જીવ આપીશું,
બચાવીશું સંજાંન—૨.

## અરદેશર કેરમાનીએ, પારસીઓ કેવા છે, તે બાબે કરેલું વિવેચન.

હે રાજા! તું દીલમે ના કર ફિકર,
તપો રાજ તારૂં સંજાંન પર.
હમો પારસી સુરવિર માતના,
કલંમ સર કરીશું કમજાતના.

રિસાલા દુશમનને કરશું ફના,
ભલે હોય હમથી તેઓ ઘણા.

હમો પારસીઓની છે એ રસમ,
જંગમાથી પાછાં ન ભરવાં કદમ.

અગર સર ઉપર કુહે પત્થર પડે,
નહી જંગથી જરથોશ્તી પાછા ફરે.

બરહમ કરશું કુલ્લે મુસલમાંનને,
બચાવી શું પ્યારાં સંજાંનને.

મુખ કુલ મૂસલમાની કાળાં થશે,
જરથોશ્તીની બોલબાલા થશે.

## પારસી અને હિંન્દુ લશ્કરનુ જમાવ થવું.

સંજાંનના રાજાએ પોતાનુ લશ્કર એકઠું કરવાનો હુકમ કીધો, અને તેજ વખતે અરદેશર કેરમાનીએ સંજાંનમા વસ્તા સઘળા પારસીઓને સંજાંનના બચાવ ખાતર હથીઆર બીડી જંગે પડવાની તાકીદ કીધી. સઘળા મળી ૧૪૦૦ પારસીઓ મુસલમાનો સાંમે લડવા માટે સંજાંનમાથી હથીઆરબંધ બની બાહાર પડયા. રાજાનુ તમામ લશકર તેમજ પારસીઓ ઘોડેસ્વાર થઇ સુલતાંન મહુમદના લશકર સામે લડવા સંજાંનના મેદાંને પડયા.

## સંજાંનના મેદાંનમા મુસલમાનો અને પારસીઓ વચે જાગેલુ જંગ. મુસલમાનોએ ખાધેલી હાર. પારસીઓની ફતેહ. પારસીઓ સંજાંન બચાવે છે.

મુસલમાનોના ત્રીસ હજાર લશ્કરીઓ સામે, ૧૪૦૦) પારસીઓ અને સંજાંનના રાજાનુ હિન્દુ લશ્કર, પેલા પારસી પેહલવાન અરદેશર કેરમાનીની સરદારી હેઠળ સંજાંનના મેદાં-નમા બાહાર પડ્યું.

બંને લશ્કર સામ સામે લડવા લાગ્યાં.

લડાઇ ચાલુ થઈ. ભાલા, તીર, અને તલવારોથી સવારો કતલ થવા લાગ્યા. મેદાંનમા મુરદાંઓની લોહના ટેકડાઓ જ્યાં ત્યાં થઇ રેહ્યા. તલવારોના જખમથી સવારોના માથાં હર પળે કપાતાં ગયાં. મેદાંનની ખાક લોહીથી રાતી થઇ ગઇ. એવો મામલો જોઇ રાજાનુ હિન્દુ લશ્કર ધાસ્તી ખાઇ, જીવ બચાવવા મેદાંનમાથી નાહસી ગયુ, અને એકલા પારસીઓ મુસલમાનોની સાંમે મેદાંનમા રહી ગયા.

પારસીઓ માટે આ મામલો ઘણોજ બારીક થઇ પડયો. સરદાર અરદેશરે જોઇ લીધું, કે હિન્દુ લશકર મેદાંનમાથી નાહસી ગયું છે, અને મુસલમાનો સાંમે લડવા માટે મેદાંનમા એકલા પારસીઓ જ રહી ગયા છે, ત્યારે અર-

દેશરે મેદાંનમાં પુકાર કરી પારસીઓને લડવા માટે બાગે બુલંદ અવાજે કહ્યું કેઃ—

## અરદેશરે પારસીઓ ઉપર પુકાર કરી તેમને લડવાની ઉલટ આપી.

ડરો હુમદીનો ના, ન દીનદાર ડરો,
જો ડરશો તો થાશો બેશક મરો.

ગયા ન્હાસી હિન્દુઓ મયદાંનથી,
મગર તમ લડો કુલ જીગર-જાનથી.

હિચકારા હિન્દુઓ નાહસી ગયા,
ફકત પારસીઓ છે જંગમે રહ્યા.

ધરી હાંમ લડો પારસી દીન થકી,
જીગરથી જો લડશો તો જીતશો નકી.

લડો આ તકે પારસીઓ તમાંમ,
કરો જાબુલી રૂસતમ જેવું કાંમ.

લડો આ તકે પારસીઓ તમાંમ,
રોશંન કરો ન્યાંગાંનોનાં નાંમ.

મારો મુસલમીન ધરમ દીન કાજ,
મારો મુસલમીન બરા જાલસાજ.

લડો પારસી તમ ગરદૈનફરાજ,
બચાવો પવીતર આતશને આજ.

મૂવાંઓને મનથી કિયામત છે,
નામર્દો ઉપર લિયાનત છે.

* * *

થયા જોશમંદ કુલ જરથોશ્તીયાંન,
ધરી હાથ ધસીયા તીર 'ને કમાંન.

લિધા કોઇએ નેજા પયકાંનદાર,
લિધી કોઇએ શમ્શીર અતી ધારદાર.

કરી યાદ રબને, ધરી દીલે હાંમ,
ધસ્યા પારસીઓ જંગે તમાંમ.

થયો શોર જારી મસદાંનમે,
ધરતી ધુજી રહી બિયાબાંનમે.

નેજાની નોકે 'ને તીરો-કમાંન-
મૂવા કંક મૂસલમીન જંગી-જવાંન.

ફતેહમંદ થયો પારસી પેશકાર,
ધરી હાંમ લડીયા બહાદુર સવાર.

ફતેહમંદ થયો અરદેશર પેહલવાંન,
રેહા શાદ તેનુ રોશંન રવાંન.

અલેફખાં નાઠો લઇ જાંનને,
પડતા મુકી કુલ મુસલમાંનને.

# રાજ અને ધર્મ સેવા બજાવતાં મારીયા ગયલા આગળા બાહદુર પારસીઓના થોડાક દાખલા.

પારસીઓએ પોતીકાં બાપીકાં વતનમા દેખાડેલી બાહદુરી અને શુરવીરપણુના દાખલાઓ તવારીખ તેમજ શાહનામામાથી બેસુમાર મળી આવે છે. પણ પારસીઓ હિન્દુસ્થાંનમા આવી વસ્યા પછી, એકલે હાથે લડવાના અને લડીને પોતાનુ સુરાતન દેખાડવાના દાખલા બન્યા નથી, એમ સમજવું નહી. હિન્દુસ્થાંનમા એવા સંખ્યાબંધ દાખલાઓ બનેલા દફતરે નોધાય છે, કે જેમા પારસીઓએ બહાદુરીથી લડી, પોતાના ધરમ અને રાજકરતા તરફની પોતાની વફાદારી તેઓએ દાખવી આપી છે. એવા દાખલાઓમા સંજાંનના હિન્દુ રાજાની તરફથી મુસલમાનો સાંમે લડી, એક વખત ફતેહ મેળવી, બીજી વખત સંજાંનના રાજાની સેવા કરવા માટે લડાઇના મેદાંનમા પોતાનો જીવ આપનાર પારસીઓ માહેલો એક, જાણીતો પેહલવાંન અરદેશર કેરમાની હતો.

એવા બીજા ઘણાક દાખલાઓની ટીપ લંબાવવી આ વખતે અપ્રસંગોપાત છે, પણ અતરે તેવા બે કે ત્રણ દાખલા રજુ કરેલા બસ ધારૂ છું.

ઇ૦ સ૦ ૧૧૯૨ મા જંજીરાના હાકેમે મુંબઇ જીતી લીધુ હતું, અને ડુંગરીનો કીલ્લો જ્યારે તેણે સર કીધો હતો, ત્યારે રૂસતમજી દોરાબજી નાનાભાઇ

પટેલ નામના એક બહાધુર પારસીએ, કોલીઓનુ એક લશ્કર જમાવી તેની સરદારી પોતે લીધી, અને સઘળા દુશમનોને નહસાડી ડુંગરીનો કીલ્લો તેણે પાછો મેલવ્યો હતો.

ઇ૦ સ૦ ૧૭૦૨ મા ભરૂચમા એક પારસી વણકર કામાજી હોમાજીને ત્યાંના મુસલમાનો સાથ ધંધા વીશે કાંઇક ખટપટ થઇ. મુસલમાનોએ ભરૂચના નવાબને ફરીયાદ કીધી. તે વખતે હોમાજીને નવાબે પોતાનો ધરમ છોડી મુસલમાન થવાનો, યા તો તેને મારી નાખવાનો તેણે હુકમ કીધો. પારસી હોમાજીએ પોતાનો ધર્મ તજવા ના પાડી, અને તેથી તેને નવાબે મારી નાખ્યો હતો.

ઇ૦ સ૦ ૧૮૧૦ મા બોધાંન ગાંમમા અબદુલ રેહેમાન નામના મુસલમાને એવો ફતવો કાહડયો હતો, કે તેને ખુદાનો હુકમ થયો છે, કે ઇસલામી ધરમ ફેલાવવો. સુરતમા એવુ તેણે જાહેર કીધું. સરકારે ધનજીશાહ બરજોરજી બેહરેમંદખાંનને. તેને પકડવાનો હુકમ આપ્યો. પોતાની સરકારના ફરમાન મુજબ ધનજીશાહ બરજોરજી તે મુસલમાંનને પકડવા ગયા, અને તેને પકડતાં ઝપાઝપીમા તેવન માર્યા ગયા.

## અરદેશરની ફતેહ-રાજાનું માનપાંન.

એ રીતે સંજાંનની પેહલી લડાઇ, પારસી પેહલવાંન અરદેશરે ફતેહ કીધી. સુલતાંન મહમદનું ગંજાવર લશ્કર લડાઇના મેદાંનમાથી પારસીઓએ મારી હટાવ્યું. અલેફખાંન નાહસી ગયો, અને લડાઇનુ સેવટ પારસીઓની તરફેણમા આવ્યું. જંગ ફતેહ કરી પારસી અરદેશર રાજા પાસ જઈ ઉભો, અને રાજાએ તેને હિન્દુ રીત પ્રમાણે મોતીથી વધાવી લીધો. દરબારમા તેની ઘણીજ તારીફ થઇ. કવીઓએ તેની તારીફ ગાઈ, અને અરદેશરને આ લડાઇ ફતેહ કરી સંજાંનને બચાવ્યું, તેના બદલામા ઈનામ તરીકે રાજાએ તેને તલવાર અને પોશાક ભેટ કીધા, અને ઓરતોએ તેમજ મરદોએ તેને આશીસ દીધા.

## મુસલમાનોએ સંજાંન ઉપર કરેલી બીજી ચહાઇ.

બીજા હાથ ઉપર અલેફખાંને સુલતાંન મહમદ પાસ જઇ પોતાની હાર થઇ છે, એવી ખબર જ્યારે તેણે જાહેર કીધી, ત્યારે તેણે તેને ઘણોજ ઠપકો આપ્યો, અને તુરતજ એક બીજું મોટું લશ્કર આપી સંજાંન ઉપર ફરીથી બીજી ચહાઇ કરવા તેણે અલેફખાંનને રવાંના કીધો.

સુલતાંન મહમદનો સીપાહસાલાર અલેફખાંન, બીજી નવી ચહડાઇ સંજાંન ઉપર લેઈ આવવા નિકળી ચુકયો છે,

એ ખબર સાંભળતાંજ સંજાંનનો રાજા નવી ફિકર અને નવી ચીંતાંમા ફરીથી પડયો.

તેણે તુરતજ પોતાના માનીતા પારસી સીપાહસાલાર અરદેશરને પોતાની દરબારમા બોલાવી મંગાવ્યો, અને આ નવી ખબર તેની આગળ તેણે જાહેર કરી, તે પારસીઓની મદદ માગવા લાગ્યો. (૨૧)

આ નવી ચઢાઇની ખબર સાંભળી સંજાંનનો રાજા ઘણોજ દુખી થયો. પણ અરદેશરે તેને ધીરજ આપી, અને પાછો પારસીઓ સાથે મળી મુસલમીનો સાંમે લડવા જંગના મેદાંનમા ગયો.

## લડાઇના મેદાંનમા પારસીઓ મુસલમાંને સાથ કેમ લડશે, તે વિશે અરદેશર સંજાંનના રાજાને ખાતરી આપે છે.

પણ આ બીજી લડાઇ પેહલી લડાઇ કરતાં ઘણીજ સખત હતી, અને તે જબરી ખુંનખાર થશે એવું પારસીઓએ જોઇ લીધુ હતુ. અરદેશરે રાજાને કહ્યું કે :—

"દુશમનનુ લશકર આપણા લશ્કર કરતાં ઘણુજ વધારે છે, તો પણ હમો પારસીઓ સેવટ સુધી લડીશું. હમારો એક પારસી દસ મુસલમાનોને મારીને મરશે, વાસતે હે રાજા તુ ફીકર ના કર."

આવા ધીરજના સખુનો રાજાને કહી, અરદેશર પોતાના બદન ઉપર બખતર પેહડી, તલવાર હાથમા ધરી, કમન્દને ખાંધ ઉપર મારી લડાઈના મેદાંન તરફ ધસ્યો.

## લડાઇના મેદાંનમા અરદેશરનો હમનબર્દ.

લડાઇ મેદાંનમા જઇને અરદેશરે મુસલમાનો ઉપર પુકાર કરી પોતાનો હમનબર્દ બોલાવ્યો. અરદેશરનો પુકાર સાંભળી તેજ વખત એક ઇસલામી પેહલવાંન, ઘોડે સવાર બની અરદેશરની સાંમે આવી ઉભો.

લડાઈના મેદાંનમા બંને જન વચે જબરી ગરમાગરમ તકરાર થઇ રહી. બંને જન વચે સખત ઝપાઝપીની લડત ચાલી. અંતે અરદેશરે તે મુસલમીન પેહલવાંન ઉપર હુન્નરમંદીથી પોતાની કમન્દ ફેકી, તેમા તેને જકડી લીધો, અને તેજ વખતે જોરથી ઝટક મારી, તે મુસલમાનને તેના ઘોડાપરથી નીચે જમીન ઉપર નાખ્યો. જેવો તે નીચે પડયો, તેવોજ પોતાના ઘોડાપરથી ઉતરી અરદેશરે તેને પોતા તરફ ઘસડી લીધો, અને તેજ વખતે પોતાની તલવારથી તેના બદનના બે ટુકડા કરી નાખ્યા.

મુસલમીન લશકરનો એક આગેવાંન પેહલવાંન આવી રીતે બેજાન થયો છે એમ જ્યારે અલેફખાંને જોયું, ત્યારે તેણે પોતાના લશ્કર ઉપર પુકાર કરી કહ્યુ કેઃ—

હાય અલ્લાહ! ગજબ છે. આફ્રત થઇ,
અરે પારસીઓથી કિયામત થઇ.

થઇ મારા પેહલવાંનની છે વફાત,
સજા કોઇ કરો પારસી કમજાત.

અરે કુલ સિપાહો લડો એકદમ,
કરો પારસીના સર તમ કલમ.

લડો જંગી આજે પૂકારી રસુલ,
અલ્લાહ મુરાદ કરશે હુસુલ.

જીતીને લગાડો સંજાન આગ,
કિનામા કરો કુલ્લે સંજાન ખાક.

## પવિત્ર કેબલા 'ઇરાંન શાહનો' બચાવ અરદેશર મરતી વખતે કરે છે.

જંગના મેદાંનનો મામલો આ બનાવથી બિલકુલ બદલાઈ ગયો, મુસલમાનો રણ ઉપર ચહડયા. પોતાના પેહલવાંનની કજા આવી રીતે થયલી જોઇ, તેઓ જીવપર આવી લડવા તૈયાર થયા. અરદેશર લડાઇનો આવો મામલો જોઇ, તેના સેવટ વીશે સમજી ગયો. તેણે પોતાના થોડાક માનીતાઓને લડાઈના સેવટનુ ભવિશ જણાવી કહ્યું કેઃ—"ભાઇઓ, મુસલમીનોથી પવીત્ર આતશને બચાવવા તમો લડાઇને પડતી મુકી ગુપચુપ શેહરમા જાવો.

કોઇનેબી તમારી હિલચાલ વિશે શક પડવા દેતા ના. કાંઇબી કરી ઇરાંન શાહને બચાવો."

## જંગે સંજાંનમા એક બહાદુર પારસીનુ મરણ.

આ સખુંનો સાંભલતાજ, અરદેશરના ફરમાન મુજબ થોડાક બેહદીનો લડાઇના મેદાંનમાથી ઇરાંન શાહને બચાવવા તુરતજ છુપાછુપ સટકી ગયા, અને અરદેશરે પોતાના લશ્કર સાથે મળી લડાઇ આગલ ચલાવી. હવે અરદેશરે પોતાના જીવની આસ બિલકુલ છોડી દીધી હતી. તેના જુજ લશ્કરની સામે મુસલમાનોની મોટી ફોજને રોકી રાખવાની તેણે એક તદબીર રચી, એવી મતલબથી કે બેહદીનોને ઇરાંન શાહને બચાવવાની તક મળે.

લડાઇ હવે બેવડાં જોશથી મુસલમાનોએ ચાલુ કીધી. હિન્દુ લશ્કર મોટી સંખ્યામા કતલ થયું. પારસીઓ પણ તેવીજ રીતે કતલ થયા. અલેફખાંન અરદેશરની શોધ અંદર હતો, તેટલાં કોઇક તરફથી છુંટેલો તીર એકાએક અરદેશરને તેની કંમરમા એવો તો લાગ્યો, કે તે તેની કંમરને વિધી આરપાર નિકલી ગયો. તે તીર લાગતાંજ અરદેશરે પોતાનુ સેવટ જોઇ લીધું. તેજ વખત અરદેશર પોતાના ઘોડા ઉપરથી પટકાંઇ નીચે જમીન પડયો, અને તેના રોશંન રવાંને મીનોઇનો માર્ગ લીધો.

## જંગે સંજાંનનુ છેવટનું પરીણાંમ.

અરદેશરની આવી રીતે અચાનક કજા થયાથી જરથોશ્તીઓ ઘણાજ નિરાસ અને નાસીપાસ થઇ ગયા. પોતાના આગેવાંન અને રેહેબર વીના પારસી લડવઇઆઓની હાલત લડાઇના મેદાંનમા ઘણીજ હાલહવાલ થઇ ગઇ. પારસીઓ લાચાર થઇ ગયા. નાસીપાસીના સબબે તેઓ છતે હાંથપગે લુલા લંગડા થઇ પડયા. પારસીઓની એ લડાઇમા મોટી ખુવારી થઈ. સંજાંનનો રાજ-પુત પણ એ લડાઇમા કતલ થયો. મુસલમીનોની ફતેહ થઇ, અને સંજાનના જંગનુ આવી રીતે સેવટનુ પરીણામ આવ્યુ. આ ખેદકારક બનાવ ઈ૦ સ૦ ૧૪૯૦ મા બન્યો.

## ઇરાંન શાહનુ શું થયું ?

આ પરીણાંમ ઘણુજ ગમખાર આવ્યું. સંજાંન મુસલમીનોને હાથ ગયું. ત્યારે સવાલ થાય છે, કે ઈરાંન શાહનું શું થયું ?

જે થોડાક પારસી લડવઇઆઓ અરદેશરના ફરમાન પ્રમાણે લડાઇના મેદાંનમાથી ઈરાંન શાહને બચાવવા માટે છુપાછુપ સટકી ગયા હતા, તેઓએ સંજાંનમા વસ્તાં જરથોશ્તીઓ સાથ પવિત્ર કેબલાના બચાવ માટે મસલત કીધી, અને ઈરાંન શાહને, સંજાંનમા વસ્તા દરેક નાંહના કે મોટાં, જવાંન કે બુઢાં પોતાની પનાહમા લઇ, બાહરોટના પાહડ

તરફ સઘળાં છુપાછુપ સલાંમતી માટે નિકલી ગયાં. એ બાહરોટના પાહડ ઉપર સંજાંનથી નાહસી ગયલાં જરથોશતીઓએ ઇરાંન શાહની સલામતી માટે એક સલામત જગ્યાએ રાખ્યા, અને ત્યાં તે લોકોએ બાર વરસ સુધી વસવાટ કીધો.

## ૧૨ વરશ બાહરોટમા–ત્યાંથી વાંસડે.

બાહરોટના પાહડમા ઇરાંન શાહને બાર વરશ રાખ્યા પછી, પારસીઓ ત્યાંથી નીચે ઉતરી વાંસડામા જઇ વસ્યા, અને ત્યાં ઇ૦ સ૦ ૧૫૦૨ મા ઇરાંનશાહને વાસડામા સથાપ્યા.

## પારસીઓ વાંસડામા ૧૪ વરશ વસ્યા.

જે જે દુર દેશોમા આપણા વડવાઓ નિકલી ગયા હતા, ત્યાંથી તેઓ દર સાલ અરદીબેહસ્ત અને આદર માસમા ઇરાંન શાહને નમન કરવા આવતા હતા. એ બે મહીનામા વરસાદ પાણીની અડચણને લીધે, દુર દેશાવરથી પારસીઓને વાંસડે સુધી આવવાની મોટી પીડા પડતી હતી, છતાં દીનદાર પારસીઓનુ આગમન કાંઇ કમતી નહી થતું હતુ.

## ચાંગા આશા. નવસારીમા નવી હીલચાલ.

નવસારીમા એ વખતે ચાંગા આશા નામનો એક પારસી વસ્તો હતો. નવસારીના જરથોશતીઓ વચે તે આગેવાંન ગણાતો હતો, અને ત્યાં તે દેશાઇગીરી કરતો હતો. ચાંગા આશા ઘણોજ ઉદાર અને ધારમીક દીલનો પારસી હતો.

એ ચાંગા આશાએ નવસારીની અંનજુમંનને એકઠી કરી, તેણે ઇરાંન શાહને વાંસડેથી નવસારી લાવવા સમજાવ્યું, અને આદર માસમા વરસાદના દીવસમા દુર દેશમા વસ્તા પારસીઓને ઇરાંન શાહના દર્શન કરવા માટે હલાકી ભોગવી વાંસડે જવું પડે છે, તે હલાકી નિકલી જશે, એમ સમજાવ્યું. વળી નવસારીમા જો ઇરાંન શાહનુ વતન થશે, તો નવસારીના તમામ બેહદીનોને રોજ આતશ પાદશાહના દર્શન કરવાનુ મળશે, અને તેથી નવસારીના જરથોશ્તીઓના દીલ રોશન અને પાક થશે, અને રોજી રજકનો વધારો પણ થશે, એવી ઉલટ નવસારીની અંનજુમનને ચાંગા શાહે આપી.

## નવસારીની પારસી અંનજુમન ચાંગા આશાનુ કેહું કબુલે છે.

ચાંગા આશાની દલીલો વાજબી લાગ્યાથી નવસારીની અંનજુમને ચાંગા આશાનુ કેહુ ખુશીથી કબુલ્યું. નવસારીના દસ્તુરો તથા ચાંગા આશા ઘણાક બેહદીનો સાથ વાંસડે ગયા, અને ત્યાંના દસ્તુરોને તેમજ બેહદીનોને સમજાવી ઇરાંન શાહને જાન મીસાલ સંભાલી, તેઓ સઘલા વાંસડેથી નવસારી લઇ આવ્યા. એ બનાવ ઇ૦ સ૦ ૧૫૧૬ મા બન્યો હતો.

## ઇરાંન શાહનુ વાંસડેથી નવસારી મુકાંમ થાય છે.

પવિત્ર આતશ હવે વાંસડેથી નવસારી પધારે છે, એવી ખબર મલતાંજ નવસારીવાસી પારસીઓ ઘણાજ ઉલટમા આવી

ગયા. નવસારીનાં જરથોશ્તીઓએ ઇરાંન શાહને ઘણીજ ધાંમધુંમ અને માન સાથ વધાવી લીધા. ઘેરેઘેર ખુશાલી ગાજી રહી, અને ઇરાંન શાહની ખીજમત સંજાંનવાલા ૩) દસ્તુરો ૧, નાગન રામ, ૨, ખુરશેદ કામદીન, ૩, અને ચાંનના એઓ કરતા રેહ્યા.

## બે પારસી ભરૂચા કવિ-જીવા અને ડોસા.

આ શુભ પ્રસંગે ભરૂચના બે પારસી કવીઓ, જીવાજી અને ડોસાભાઈ ભરૂચથી ઇરાંન શાહને દર્શને નવસારી આવ્યા હતા. તેઓએ ઇરાંન શાહની ખુબી, અને ગુણ ગાવા માટે પેલું પ્રખ્યાત અને પવીત્ર પારસી ગાયન રચ્યુ હતું, એમ કહેવાય છે. તે ગીત "આતશનુ[1] ગીત" હતું, કે જેને માટે મારાં જ્ઞાનપ્રસારક મંડલી હસ્તક થયલાં ભાશણો દરમ્યાંન હું લંબાણથી બોલી ગયલો છુ. તે ગાયનને છેડે એ બંને

---

૧. આ "આતશના ગીત" ને માટે ખબર કાહડતાં મને હેર-ફેર ખબર મળી છે. થોડાક મીત્રો કહે છે, કે પારસીઓનુ એ પવિત્ર ગાયન, ઇરાંન શાહની તારીફમા જોડાયું હતું, અને બીજી તરફથી મારા એક બુઝર્ગ લેખક મીત્ર, મી૰ ખુરશેદજી બમનજી ફરાંમરોજ મને ભાર મુકી કહે છે, કે જ્યારે નવસારીમા પેહલ્લા આતશ બેહરાંમ પરથાયા, ત્યારે મજકુર બે પારસી કવીઓએ ભરૂચથી નવસારી આવી, આતશની તારીફમા એ ગાયન જોડયું હતું. આ પાછલી હકિકત જો ખરી હોય તો, એ ગાયન આજે લગભગ બસો વરશની વાત ઉપર જોડાયલું હોવું જોઇએ. રચનાર.

કવીઓએ, એ ગાયન રચનાર તરીકે પોતાના નામો, નીચે પ્રમાણે મુકયાં છે.

"એ ગીત જોડયાં ભરૂચારે જીવા,
આતશ બેહેરાંમ દીનના રે દીવા.
એ ગીત જોડયાં ભરૂચા રે ડોસા,
આતશ બેહરાંમ પુનનારે તોસા."

આ ગાયનમા જીવા અને ડોસા, એવા જે બોલો આવે છે, તે મજકુર કવીઓના ટુંકો નામ છે.

## નવાં વતનમા નવું તુફાંન.

હવે આ સંજાંનનો કિસ્સો અતરે પુરો થતો નથી, પણ મારે તે પુરો કરવો પડે છે. ઇરાંન શાહની ઉપર ગુજરેલા હાદેસાનુ સેવટ નવસારીમા આવ્યુ નહી. નવસારી ગયા પછી મામલો તેથી ઉલટોજ બન્યો હતો.

નવસારીમા ૭૦ થી ૭૫ વરશ શાંતીમા ગયા હશે, તેટલાંમા નવસારીના બેહદીનો અને દસ્તુરો, અને સંજાંનવાલા દસ્તુરો જેઓ ઇરાંનશાહની સાથે વાંસડેથી આવ્યા હતા તેઓ વચ્ચે ધરમની ક્રિયા કાંમના બાબમા મોટી મતફેરી અને ફેસાદ બરપા થયો. એ ફેસાદના પરીણામમા કેટલાકોના માથાં ફાટાં, અને કેટલાકોના જીવબી ગયા, પણ બેમાથી એકબી બાજુવાલાઓએ સમજુતી ઉપર આવવા ના પાડયું.

આ જીવલેણ ફેસાદનું આખેરી પરીણાંમ એ આવ્યુ, કે બંને બાજુએ, એક બીજાથી છુટુ પડી, ફેસાદને બંધ કરવો. દામાજી રાવ ગાયકવાડ જે ગુજરાતના એક પ્રતિનીધી તરેકે કાંમ કરતો હતો, અને જેની આગલ આ ફેસાદની તપાસ ચાલતી હતી, તેની આગલ સંજાંનવાલાઓએ કહ્યુ કે:—

"હમો નવસારી સાથનો હમારો સંબંધ સદાનો છુટો કરીશું, અને હમારા ઇરાંન શાહને હમો હમારી સાથે લેઇ જઇશું." આ બનાવ ઇ૦ સ૦ ૧૭૪૦ મા બન્યો હતો.

દામાજી રાવે તેમ કરવાની સંજાંનવાલાઓને પરવાંનગી આપી, અને પરીણાંમમા સંજાંનવાલાઓ ઇરાંન શાહને પોતાની સાથે લેઇને નવસારી છોડી ગયા.

## નવસારીથી વલસાડ.

નવસારીથી નિકલી તેઓ પેહલાં વલસાડ ગયા. વલસાડમા તેઓ બે ત્રણ વરશ રેહ્યા, અને ત્યાંથી સારા સગન જોઇ તેઓ ઉદવાડે જવા ઉપડયા.

## ઉદવાડામા ઇરાન શાહ.

ઉદવાડામા તે વખતે થોડાક પારસીઓ વસ્તા હતા. ઉદવાડામા તે વખતે એક દોખમુ પણ હતું. સંજાંનવાલાઓની નજર ઉદવાડા તરફ ખેંચાઈ. ત્યાં તેઓએ પોતાનુ તેમજ

ઇરાંન શાહનું મઠક જાહુક માટે કરવાનો ઠરાવ કીધો. દુરઘન સીંગજી નામનો ત્યાંનો રાજા હતો, જે પારડીમા રહેતો હતો, તેની પાસથી ઉદવાડામા ઇરાંન શાહને સ્થાપવાની, તેમજ પોતાને રહેવાંની પરવાનગી સંજાંનવાલાઓએ મેળવી, અને એ રીતે પવિત્ર ઇરાંન શાહને નવેસરથી ઉદવાડા મધે સ્થાપવામાં આવ્યા, જ્યાં તે આજ સુધી બિરાજી રહ્યા છે.

એ રીતે એ નુરી કેબલા ઇરાંન શાહની ઉપર ગુજરેલા હાદેસાનુ અંતે સેવટ આવ્યું. આ બનાવ ઇ૦ સ૦ ૧૭૪૨ મા બન્યો હતો.

એ નુરી કેબલાની બરકતથી જ પારસી કોમની કિર્તી, તેમજ ધર્મ જળવાઇ રેહ્યાં છે. આ દેશની ૩૦) કરોડની વસ્તી છતાં, ફકત એકજ લાખ પારસીઓ આજે ચોમેર દુનીયામા ફેલાઇ ગયલા ગણાય છે, તે પ્રમાણ મહાસાગરમાં એક ટીપાં જેવુ છે. છતાં તે નુરી કેબલાના આશીસથી, તેમજ એક મહાંન શકતીવાલા ધર્મને મિનોઇથી આ ગેતીમા લાવનાર મહાતમા જરથોશતની ગેબી પનાહની બરકતથી જ, પારસી કોમ આજની હાલતે પુંગી છે. આપણુ સઘળાં સર ઝુંકાવી એવી દુવા ગુજારીશુ, કે એ નુરી કેબલો ભવિશમા આપણા સંકટમા આપણો રેહબર અને પાસબાંન થજો, અને પારસી સમસ્ત અંનજુમંનના દુઃખમા તેમજ સુખમા સદા તેનો સાથી થજો.

આ ઈરાંન શાહને દસ્તુર નેરીયોસંગે પોતાની અશો શકતીથી બનાવ્યો, તે, આજ એક હજાર એક સો પચીસ વરશ થયાં કાયમો-દાયમ બળતો રહ્યો છે. જરથોશતીઓ તેને તનોમનથી ચાહે છે. એવો પવીત્ર આતશ કોઇ દુનીયામા નથી. એવો આતશ કોઇ ધરતી પર નથી. એવો આતશ કોઇ અંતરમા નથી. એવો આતશ કોઇ આતશ બેહરાંમમા નથી. જ્યાં સુધી બીજો નેરીયોસંગ ધવલ પારસી કોમમા પેદા પડે નહી, ત્યાં સુધી ઇરાંન શાહ દુનીયામા સર્વોતમ, સરવેથી શ્રેષ્ટ રેહ્યા છે, રહેશે, અને રેહેવાનાજ.

જેને કાંનો હોય તેને સાંભળવા દો, જેને આંખો હોય તેને જોવા દો, અને તેમનેજ તેમના અંતકરણમા આવા મહાંન કેબલાની બુલંદીનુ તોલ, આ ગેતીમા કરવા દો.



# પારસીઓ પોતાનુ રાજ ખોઇ, હિંન્દુથાંનમા આવી સંજાનમા વસ્યા, તે બાબદની મુખ્તેસર તવારીખી નોંધ.

| | ઇસ્વી. |
|---|---|
| યઝદઝર્દ શેહેરીયાર, નેહાવંદની લડાઈ પછી નહાસભાગમા પડી, ભટક્તો થયો. .... | ૬૪૧ |
| યઝદઝર્દનુ ખુન થયું. .... .... .... | ૬૫૧ |
| પારસીઓ કોહીસ્તાંનમા ૧૦૦ વરસ છુપાઈ રહ્યા .... .... .... .... | ૭૫૧ |
| પારસીઓએ ત્યાંથી નિકલી ઓરમઝના ટાપુમા ૧૫ વરસ કાહડયાં.... .... .... | ૭૬૬ |
| પારસીઓ હાદેસાના મારેલા ઓરમઝથી નિકલી દીવમા જઇ ૧૯ વરસ ત્યાં વસ્યા. .... | ૭૮૫ |
| પારસીઓએ સંજાંનમા પેહલવેહલા આતશ બેહેરાંમ સ્થાપ્યા.... .... .... | ૭૯૦ |
| પારસીઓ સંજાંનમા ૩૦૦ વરશ વસ્યા બાદ તેઓ વાંકાનેર, ભરૂચ, વરીઆવ, અંકલેસર, ખંબાત અને નવસારી તરફ વસવા વિખરાવા માંડયા.... .... .... | ૧૦૯૦ |
| પારસીઓ હિંન્દુસ્થાંનમા (ઈ૦ સ૦ ૭૮૫ મા) આવી વસ્યા પછી ૫૦૦ વરસે સંજાંનની ખરાબી થઇ .... .... .... | ૧૨૮૦ |

# CONCLUSION.

# કિસ્સે-સંજાન.

## પારસીઓ

અને

## પારસીપણુ.

### પારસી સાહિત્યની એક અતી પુરાણી કિતાબ.

શ્રી નવસારી મધે એક બુજોર્ગ સંજાંનવાસી નામે બેહમન કૈકોબાદ બિન દસ્તુર હોરમઝદીયાર સંજાના નામના ગ્રહસ્થે "કિસ્સે-સંજાંન" નામની કિતાબ ફારસી જબાંનમા બેતબાજીમા રચી લખી હતી. એ કિતાબ ઇસવી સન ૧૬૦૦ ના સાલમા ( યઝદેઝરદી ૯૬૯ ના ફરવરદીન માસ અને ખોરદાદ રોજે) લખાયલી હતી, એટલે આજે ઇ૦ સ૦ ૧૯૧૬ મા એ કિતાબ લખાયાને ૩૧૬ વરશ થયા છે. વગર અચકાવે કહી શકાય છે, કે આટલી પુરાણી પારસી કિતાબ, બીજી કોઇબી હશે નહી. પારસીઓના નિયાગાંનો ધર્મ અને ઇમાંનની જાળવણી માટે ઇરાંન છોડી હિન્દુસ્થાંન તેઓ કેવી રીતે આવી પુગ્યા, હિન્દુસ્થાંનમા તેઓએ કેવાં કેવાં સંકટો વેઠયાં, અને હિન્દુસ્થાંનમા પારસીઓએ પોતાના પવિત્ર આતશને કેવી રીતે સ્થાપ્યા, તે વિગેરેનુ વર્ણન એ કિતાબમા આપેલુ છે.

## કિસ્સે-સંજાનનો ગુજરાતીમા તરજુમો.

ઇ૦ સ૦ ૧૮૩૧ ના સાલમાં મરહુમ એરવદ ફરાંમજી અસફંન્દિ-યારજી રબાડી નામના શહસ્થે મજકુર ફારસી કિતાબનો ગુજરાતીમા તરજુમો કીધો હતો.

## સંજાનનો નાશ કરનાર કોણ હતો? હેરફેર પડેલાં મત.

આ વાત ખરી છે, કે આ કિસ્સો જો એક દંત કથા તરીકે વાંચકોને ગળે ઠોકયો હોય, યા ઠોકાયો હોય, તો તેવા એક કિસ્સા ઉપર ચુનોચરાં કરવી બેજા છે, કેમકે દંત કથામા કલ્પીત બનાવોનો મોટે ભાગે સમાવેશ થયલો હોય છે. પણ જો "કિસ્સે-સંજાંન," પારસીઓના નિયાગાંનોની તવારીખ તરીકે રજુ થતો હોય, તો તવારીખી બનાવો પુરવાર થવા જોઇએ છે.

એવા એ બનાવ માટે વિદવાંનો વચ્ચે જે શક પડયો છે, તે એ છે, કે "સંજાંનનો નાશ કોણે કીધો હતો." અને જે વખતે સંજાનનો નાશ મુસલમાનોએ કીધો, તે વખતે સંજાનમા "જાદી રાણા" નામનો હિન્દુ રાજા હતો, તે કોણ અને કયા વંશનો હતો. કિસ્સે-સંજાંનમા લખ્યુ છે, કે પારસીઓ સંજાનમા જઇ વસ્યા પછી, સંજાન ઉપર મહમદ બેગડો ચહડાઇ લાવ્યો હતો, અને તેણે સંજાનને તારાજ કીધુ હતું. આપણા તવારીખના અભ્યાસીઓએ, અસલ કિસ્સે સંજાનમાં લખા-યલા આ બોલોને પકડી, આજે એવું પુરવાર કીધુ છે, કે સંજાનનો નાશ કરનાર મહમદ બેગડો નહી હતો, પણ દીલ્હીનો પાદશાહ મોહમદશાહ, ઉર્ફે અલાઉદ્દીન ખીલજી પોતે હતો.

આ એક તવારીખનો તકરારી સવાલ છે, અને તેટલાંજ માટે તે સવાલના ભીતરમા ઉતરી વાંચકોને ગુચવાડામા ગુચવવાની મારી જરાબી મરજી થતી નથી. એટલુજ અતરે કહેલું બસ થશે કે તવારીખના આ સવાલ ઉપર શમ્સુ-ઉલ્ ઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદી, તથા શેઠ પાલનજી બરજોરજી દેસાઈ. (તે વખતે રાસ્ત ગોફ્તાર પત્રના અધિપતી.) એ વીશે જાહેર લખાણો અને ભાષાણો કરી ચુકયા છે.

## સંજાનમા ઉભો થતો પારસી નીયાગાંનોની "યાદગારીનો સ્તંભ."

પારસી નિયાગાંનોનો એક તાએફો ઓરમઝના ટાપુથી નિકલી પ્રથમ દીવ મધે ગયો, અને ત્યાં પોર્ચુગીસ લોકો તરફથી તેમના ધર્મ અને દીનની રાહ રસમને અપમાન થયાથી, વાખાના મારેલા પારસીઓ દીવથી નિકલી સંજાંન ગયા, અને સંજાનમા વસી ઠરીઠાંમ થયા, તે બનાવની યાદમા સંજાન મધે એક " યાદગારીનો સ્તંભ " ઉભો કરી, તે ઉપર ઘટીત લેખ કોતરાવવાનુ પારસીઓએ નક્કી કીધુ છે. એ સ્તંભ ઉભો કરવાની હિલચાલ જાહેર થયા પછી, સ્તંભ ઉભો કરવા જોઇતાં નાંણા ભેગાં કરવા માટે એક કમીટી નેમાયા પછી, આજે તે ફંડ કરીબ દસ હજારની રકમ સુધીનુ થયું છે.

સંજાનમા એક યાદગારીનો સ્તંભ ઉભો કરવા માટે એક નમુનેદાર જગ્યા સંજાંનમા ખરીદવામા આવી છે, અને હવે તે જગ્યાને સમારી ત્યાં એક સ્તંભ ઉભો થવાની ગોઠવણ નક્કી થઇ છે. સંજાંનમા એ સ્થંભ કેવી ઢપનો અને કેવા ઘાટનો ઉભો થશે, તે માટે કેટલાક

"ડીઝાઇનો" કમીટીએ મેલવ્યા પછી, તેમાથી એક "ડીઝાઇન" કમીટીએ પસંદ કીધો છે.

તે "ડીઝાઇન" ની એક તસ્વીર આ પુસ્તકમા સેવકે પારસી કોમની જાણુ માટે આપી છે. પુસ્તકના આગલા સફા ઉપર આપેલો ચીતાર, મજકુર સ્તંભનો ઘાટ અને ઢપ આબેહુબ દેખાડે છે, મગર તે શાનો બનાવવામા આવશે, તે હજી નક્કી થયુ નથી. તેમજ તેની ઉપર જે લેખ કોતરાવવામા આવશે તે લેખ તેમજ તે લેખ કઇ ભાશામા કોતરાશે તે પણુ હજી નક્કી થયું હોય, એમ માલમ પડયુ નથી. યાદગારીનો આ સ્તંભ કાસાંનો બનાવવો, સંગેમરમરનો બનાવવો, કે ગ્રેનાઇટ પત્થરનો રચવો, તે સઘળુ જમાવ થયલાં ફંડને આધારે છે. છતાં આટલો ઇશારો કીધા વીના ચાલતો નથી, કે કોઇબી સંજોગ વચે આ સ્તંભ એવો મજબુત બંધાવો જોઇએ છે, કે સદીઓ સુધી તે જેવી અને તેવી હાલતમા ઉભો રહી ટકી શકે, અને ભવિશની ઓલાદને પોતાની હસ્તી દાખવવા તે જેવોને તેવો મુસ્તકીમ, કાળના ઘસાડા સાંમે ટક્કર ઝીલી, ઉભો રહી શકે.

## પારસીઓનું પેહલુંં સંસ્થાંન સંજાન હતું, તો ત્યાં એક દોખમુ પણ હોવું જોઇએ.

એ બાબદ વીશે મી૦ રૂ. બ પેમાસ્તરે જામે જમશેદમાં વીગતવાર લખાણુ કરેલું મારા વાંચવામાં આવ્યું છે, પણુ તે ઉપરથી હજી એવું નક્કી થતું નથી, કે સંજાનમાં ખરેખર જે જગ્યા મી૦ પેમાસ્તર કહે છે, ત્યાં પારસીઓનુ દોખમુ હતું

સંજાનમાં પેહલ્લું પારસી સસ્થાંન સ્થપાયું હતું. સંજાન ઉપર જ્યારે મોહમ્મદ શાહે પેહલ્લી ચહડાઇ કરી, ત્યારે અસલ કિસ્સામા જણાવ્યા પ્રમાણે, મુસલમાનો સામે લડવા, સંજાનના રાજાની મદદે ૧૪૦૦, પારસીઓ લડાઇમા ઉતર્યા હતા. એ ગણત્રી જો ખરી હોય, તો સંજાનમા પારસીઓ માટે એક દોખમુ નક્કી હોવુંજ જોઇએ. એવું કોઇ દોખમુ હતુ કે નહી, અને તે ક્યાં અને કઇ જગ્યાએ હતુ, તેની કાંઇક તપાસ થવી ઘટે છે

ઇરાંનથી નિકલી આવી દીવમે વસ્યા બાદ, સંજાંન બંદરે ઉતરેલા પારસીઓ કેવા હતા, અને ધર્મ સંબંધી તેમના આચાર વિચાર શું હતા, તે પારસીઓ તરફથી દસ્તુર નેરીયોસંગ ધવલે, જે સોલ યાદગાર સંસ્કૃત શ્લોક જાદી રાણાને કહી સંભલાવ્યા હતા, તે ઉપરથી માલમ પડે છે, કે તે વખતના પારસીઓ કેવા હતા. એ સોલ શ્લોકમાથી ફક્ત ૬ જાણવા જોગ શ્લોક તેના તરજુમા સાથે કિર્તનમા રજુ કીધા છે, અને બાકી રહેલા દસ આ વધારામા તેના તરજુમા સાથ રજુ કીધેલા વાચનારને મળશે.

બીજો એક જરૂરી ખુલાસો આ કિસ્સા માટે જે કરવો છે, તે દસ્તુર નેરીયોસંગ ધવલ માટે છે. કિસ્સાના અસલ દાસ્તાંનમા એ અશો આથ્રવન માટે કશુ લખાણુ મળતું નથી. પણ ચોતરફ તલાશ કરતાં, અને નવસારીના બુજોર્ગો તેમજ મુંબઇના કેટલાક અભ્યાસીઓ તરફથી એવું જણાવવામા આવ્યું, કે ખોરાસાનવાલા કાફલાની સાથે તે અશો પીર હિન્દુસ્થાંન આવેલા હતા. એટલુંજ નહી પણ પ્રથમથીજ તે દસ્તુરની રેહબરી હેઠળ એ કાફલો હતો, જેની નજુમ જોવાની હુંન્નરમંદી બિનહરીફ હોવાને લીધે, તમાંમ કાફલો તે દસ્તુરની

સલાહ પ્રમાણે ચાલતો હતો. સંજાનમા જે આતશબેહરાંમ પેહલાં સ્થપાયાં, તેને માટે વિજળીક આતશ જે બાહરોટના પાહાડ ઉપરથી મેળવેલો કહેવાય છે, તે એજ અશો પીરે પોતાની અશોઇ અને માથવાણીની બરકતે મેળવ્યો હતો.

આ પુસ્તકમા દાખલ કરેલા સોલ સંસ્કૃત શ્લોક તે કિસ્સે સંજાંનના પ્રગટ કરનાર મી૦ હોસંગ તેહમુરપ અંકલેસરીઆની પરવાનગીથી મેં અતરે તેનો ઉપયોગ કીધો છે, જે માટે તેમનો ઉપકાર માનુ છું,

આ કિર્તન અસલ કિસ્સાનો મુળાધાર પકડી રચ્યું છે. તે અસલ કિસ્સાની નઝમ તેમજ નસરનો ઉપયોગ, મારી તરફથી થતાં કિર્તનોને અનુસાર ન જણાયાથી સાંભલનારાંઓની રૂચી અનુસાર નવી બેતબાજી રચવાનું જરૂરતું લાગ્યુ, અને તે સબબને લીધેજ તેમા સંગીતનો ભાગ આમેજ કરી પ્રસંગાનુસાર દોહરા તથા છંદોનો સમાવેસ કરવો પડયો છે. નઝમ અને નસરના આ એકસંપી જોડાંણથી, પારસીઓના ભટકતા દીનદાર દરવિશોનું આ દાસ્તાંન, મુંબઈ તેમજ દેશાવરોમા જયાંબી તે રજુ થવા પાંમ્યું હતું. ત્યાં તે અતી ધ્યાંન ખેંચી રહયું હતું.

## જંગે વરીઆવવાલી પારસી બાનુઓની કતલ.

આ કીર્તનમા જંગે વરીઆવવાલી હોનારત વીશે આગલ હું ઇશારો કરી ચુકયો છું. એ બાબત વીશે મને બે બોલ કેહવા જોઇએ છે. પારસી મરદોની ગેરહાજરીમા પારસી ઘરો ઉપર રજપુતોએ જયારે ધાડ પાડી, ત્યારે તેમની હિંમતવાંન બાંનુઓએ પોતાની લાજના બચાવ અર્થે, મરદોના બખ્તર તન પર પહેરી, માથાં ઉપર તેમની

કોલાહ સજી, હાથમાં તલવાર લઇ, રજપુતો સામે મારવા, કે મરવા, જીવ પર આવી તેઓ મયદાંને ધસી. પણ રજપુતોને નહસાડી જયારે તેઓ પાછી ફરતી હતી, તેવામા એક બાંનુને ઠોકર લાગ્યાથી તેણીના માથાં ઉપરની કોલાહ જમીન ઉપર પડી, અને તેણીના માથા ઉપરના બાલ વિખરાઇ ગયા. આ બનાવ એક રજપુતે દુરથી જોયો, અને કહે છે કે તે રજપુતે નહાસી જતા રજપુતોને ખબર કીધી, કે જેઓને હાથે માર ખાઇ તેઓ નહાસી ગયા હતા, તેઓ તો ઓરતો હતી, અને લડવા માટે મરદોના વેશમા બહાર પડી હતી. આ ખબર સાંભલતાંજ હાર ખાઇ નાહઠેલા રજપુતો નામોસીમા આવી પડયા, અને વેર ધરી બેવડાં જોરથી પારસી ઓરતો ઉપર પાછા ઉલટી પડયા. પરીણામમા કહે છે, કે સઘળી પારસણો પોતાની લાજ જાળવવા, નદી તાપતી, જે ત્યાંથી થોડે દુર હતી, તે તરફ દોડી, અને તેમા તેઓએ નખાવી દઇ, પોતાની લાજ કાજે તેઓએ જીવ આપ્યા.

આ કરૂણારસીક પરીણામ સંબંધે જો કે મને કાંઇબી લેખીત હકિકત પુસ્તકાકારે મળી કે જડી નથી, પણ કેટલાક મીત્રોનું કહેવું એવું હતું કે, મજકુર બાઇઓએ નદી તાપતીમા પડીને જીવ આપ્યો નહી હતો, પણ રજપુતો જયારે બીજી વાર ઉલટી પડયા, ત્યારે તેમની સામે હિંમતથી લડી, મયદાંને જંગમે તેઓ સઘળી રજપુતોને હાથે કપાઇ ગઇ હતી.

આ બંને ખબર જો કે એકેકથી જુદી છે, પરંતુ પરીણામ તો એકજ આવ્યું હતું, કે તે સઘળી બાંનુઓ જીવથી ગઇ હતી. આ બંને બાબદમાં કઇ બીના વધારે બનવા જોગ છે, તે જાણવાની મેં કાંઇબી તજવિજ કરી નથી, પણ એ બેમાથી એકને મે મારાં સંગીત કિર્તનમા આમેજ કરી નદી તાપતીમા પડી મરતી દેખાડી છે.

આ બાંનુઓના મરણ દીવસની યાદમા આજ સુધી નવસારીમા મલેસર મધે, તેમના ઓેશાવંદો તેમજ બીજાંઓ હર સાલ તેમની બાજ કરતાં રહયાં છે, જેની નોંધ જામે જમશેદમા ગુજરેલાંઓની ટીપ એડીટ કરનાર મારા મીત્ર ભાઈ રૂસતમજી પેસતનજી કરકરીઆએ કરેલી મેં વાંચી છે.

## બાહાદુર પારસીઓના દાખલા.

આગલા વખતના પારસીઓની હિંમત અને બળવીરપણાના દાખલા આ દાસ્તાંનમા દર્શાવતાં, મે આજના વખતના બાહાદુર પારસીઓ માટે ઇશારો કરતાં, તેના થોડાક દાખલાઓ આપ્યા છે. એવા એક દાખલામા રૂસતમજી દોરાબજી પટેલ નામના પારસી માટે કહયું છે, કે મુંબઇ ઉપર જંજીરાના સીધી સરદારે જયારે હુમલો કરી મુંબઇનો ડુંગરીનો કીલ્લો જીતી લીધો હતો, ત્યારે પારસી રૂસતમજી દોરાબજીએ સરકારના હુકમથી કોલી લોકની એક પલટન ઉભી કરી, જંજીરાના સીધી લશકર ઉપર હુમલો કરી તે લોકને નહસાડયા હતા.

મુંબઇની તવારીખમા એ એક જાણવા જોગ બનાવ છે. એ બનાવને લંબાવી દર્શાવવો બેજા છે. આ પારસી માટે એટલુંજ કહેલું બસ થશે, કે જ્યારે મોગલાઇ સલતનત હિંદુસ્થાંનમા પુર જોસથી ફેલાએ રહેલી હતી, ત્યારે દીલ્હીની ગાદી ઉપર પાદશાહ ઔરંગજેબ, જે ઇ૦ સ૦ ૧૬૫૮ થી ૧૭૦૭ સુધી રાજ કરી ગયો, તેની સતા છેક આપણી પડોસમા જંજીરાના ટાપુ ઉપર ચાલુ હોવાને લીધે, ઇયાકુબખાંન નામનો હાકેમ, ત્યાં અમલ કરતો હતો. મુંબઇના તે વખતના ગવરનર સર જોન ઉવાઇલીબરણના મરણ પામવાની ખબર તેને કાંને પડતાંજ, મજકુર હબસી સરદાર પચીસ હજાર આદમીની ફોજ લઇ, ૨૨ મી

ફેબરવારી ૧૬૮૯ ને દીવસે મુંબઇ ઉપર ચહડી આવી, કોટ માહેલા ડુંગરી કિલ્લાથી તે મજગાંમ, સીવરી, સીમ, વરલી, તથા માહીમ સુધીની સઘળી જગ્યા તેણે કબજે કરી લીધી. * * *

અંતે આ સંકટનો નિવડો તે વખતનો ગવરનર સમાધાંનીથી લાવ્યો. તેણે દીલ્હી તરફ એક એલચીખાતું સુલેહ માટે મોકલાવ્યું, જેના પરીણાંમમા તારીખ ૮ મી જુન ૭૦ સ૦ ૧૬૯૦ મા સીધી સરદાર ઇયાકુબખાંન દીહલીથી પોતાની ફોજ લઇ પાછો કુચ કરી ગયો. ઇયાકુબખાંન જો કે પોતાની ફોજ લઇને કુચ કરી ગયો, પણ પોતાની પાછલ મુંબઇમા એવી તો સખત પ્રકારની મરકી મુકી ગયો, કે તેથી શાહી ફરમાન મલતાંજ, માનસોના જીવની મોટી ખરાબી ચાલી રહી.

## એક પારસી મુંબઇ શાહેરનો ગવરનર બને છે.

આ બનાવ બન્યા પછી ઇંગ્રેજોએ નભરવસ રહેવાનુ છોડી દીધું, અને મુંબઇના બચાવ માટે ફરતો કોટ અને બીજી જગ્યાઓને મજબુત બનાવવા લાગ્યા. એટલુજ નહી પણ તે વખતના ગવરનરને તેના ઓધા ઉપરથી સરકારે બરતરફ કીધો હતો, અને પેલા પ્રખ્યાત પારસી દોરાબજી નાનાભાઇ, જે થોડુક આગમચ મરણ પામ્યાને લીધે, તેનો દીકરો રૂસતમ દોરાબ જે બાપની જગ્યા સાચવી સરકારનું કાંમકાજ ચલાવતો હતો, તેને સુરતની કોઠીના વડાએ મુંબઇની હાકમી ઉપર મનકલ કીધો, ત્યારથી તે રાજ વહીવટ ચાલાકીથી ચલાવવા લાગ્યો.

## પારસી ગવરનરે ઉભી કરેલી કોલીઓની પલટન.

આ મરકીનો રોગ સીદીઓના લશ્કરમાથી ઉઠેલો હતો, અને ટાપુમા તે રોગે મોટી ખરાબી કરી હતી. એ મરકીથી યુરોપીયનો તેમજ

લશ્કરી સીપાહો મોટે ભાગે મરણ પામ્યાથી, મુંબઈના ટાપુને સંભાલવા માટે, માનવંત પારસી ગવરનર રૂસતમ દોરાબે કેટલાક માછીમારો જે મુંબઈમાં તે વખતે ઘણુાજ ઉભાઇ જતા હતા, તેમને ભેગા કરી તેઓની એક પલટન ઉભી કરી, તેમને લશ્કરી તાલીમ આપી, તેઓની મદદથી મુંબઇના ટાપુની ચોતરફ બંદોબસ્ત રાખ્યો હતો.

એવામાં પેલો જંજીરાનો સીધી સરદાર, મુંબઈમા મરકીથી માણસો મરણ પામ્યા વીશેની ખબર સાંભલી, બીજી વાર દીલ્હીના પાદશાહનો હોકમ મેળવ્યા વીના ૧૬૯૨ મુંબઇ ઉપર પાછો ચહડી આવ્યો. તેની સાંમે આપણો સુરો સીપાહસાલાર રૂસતમ દોરાબ, પોતાની માછીમારોની પલટન સાથે એવો તો સામે ધસ્યો, કે તે હબશીને નામોસી સાથે નહાસી જવું પડયું હતું.

આ સેવાના બદલામા સરકારે રૂસતમ દોરાબને મુંબઇના ટાપુની પટેલાઈ વંશ પરંપરા ઉતરતી મળે એવી સનદ કહે છે કે લખી આપી હતી.

એ પારસી કોમના બોલબાલા. તવારીખના સફા જો ફેરવી જોઇશું, તો બહાદુર પારસીઓએ દાખવેલાં સુરાતનના એવા બીજા અનેક દાખલાઓ મલશે, પણ તે સઘલા દાખલા અતરે દર્શાવવાની જરૂર નથી.

આ કીસ્સે સંજાનનું કીર્તન જાહેરમા રજુ કરવાની મતલબ કાંઇ તવારીખી સવાલને તાજો કરવાની નથી. મુખ્ય મતલબ તો એ છે, કે પારસીઓ પોતાના નિયાગાનોની ખરી હકિકત અને હેવાલથી વાકેફ થાય, તેમના પુર્વજોએ પોતાના ધર્મને માટે ખેંચેલી રંજ અને જેહમતની બીનાથી તેઓ જાણીતા થાય, અને એ સઘળુ જાણી તેઓ પોતાનું પારસીપણું ટેકવી અને જાળવી શકે.

## પારસીઓનું પારસીપણું.

આજે કોઈબી સવાલ પારસીઓનુ જો ધ્યાન ખેંચી રહયો હોય, જો કોઇબી બાબદ ઉપર આજે પારસીઓનું ખાસ ધ્યાંન ખેંચાતું હોય, અને જો કોઇબી ચીજ પારસીઓને પોતાની બહેતરી માટે વધારે વહાલી હોય, તો તે પારસીઓના પારસીપણાના સવાલની બાબદ છે.

પારસી બચાની કારકીર્દી આ દેશમાં આવ્યા પછી જેવી રીતે શરૂ થઇ છે, તે જોતાં પારસી કોમે હિંદુસ્થાંનની મગરૂરી અને ખુબસુરતીનો વધારો કરવામાં બીજી સરવે કોમ કરતાં સરવેથી પહેલો અને સરવેથી આગેવાંન ભાગ બજાવ્યો છે, એમ આ દેશની સરકાર પોતે કબુલ કરે છે.

દરેક પ્રજા દુનીયામાં પોતાની તવારીખથી ઓળખાયલી છે. પારસી જેવી પ્રજા કાંઇ તવારીખ વિનાની પ્રજા નથી. તેની તવારીખે દુનીયાને અનેક ધડા આપ્યા છે, અને તેની તવારીખે દુનીયાની બીજી મહાંન પ્રજાઓને અનેક લાભો કરી આપ્યા છે. એવી એક વખતની બળવંત પ્રજા, પોતાની આગલી તવારીખ ભુલી જાય, અને જે કારણોને લીધે તે પ્રજા પોતાનું વતન, દેશ, અને પાદશાહી સાથે ધર્મ ખોઇ, વતનથી બેવતન થઇ, તેજ કારણોને તે પ્રજા પાછી વશ થઇ પડે, તો તે આગમજ પોતાની બહેતરી માટે તેને બે વાર વિચાર કરવો જરૂરનો છે. તોપણ એવી એક વારની બળવંત પારસી પ્રજા શાથી ઓળખાતી હતી, અને આ દેશમાંબી તે શાથી ઓળખાઇ તે આજની ઓલાદે જાણવું જરૂરનું છે.

ખરો પારસી બચ્ચો પોતાનાં પારસીપણાથી ઓળખાયો છે. તે જ્યાંબી ગયો છે, ત્યાં તેનું પારસીપણું તેને મદદગાર થયું છે. તેનું

પારસીપણું તેનો રાહબર ફરેસ્તો, અને તેની કિર્તીનું મુખ્ય મુળ થઇ પડયું છે.

## પારસી બચ્ચો સરવેમાં પહેલ્લો હતો.

આ બોહોળો હીંદુસ્થાંનનો મુલક બ્રિટીશ સરકારના હાથમાં ગયા પછી, જયાંબી ઇંગ્રેજ ગયો છે, તેની પાછળ સરવેથી પહેલો પારસી બચ્ચો ગયો હતો. આ દેશના દુરદરાજ ઇંગ્રેજી અમલવાળા મુલકોમાં પેહલ્લો ધંધાદારી પારસી બચ્ચો હતો. ઇંગ્રેજ સરકારની પેહલ્લી મહેરબાની મેળવનાર પારસી બચ્ચો હતો. આ દેશની પચરંગી વસ્તીમાં સરવેથી પેહલ્લી કેળવાયલી રઇયત, પારસી બચ્ચો હતો. સરકારી ઓહ્દા પેહલ્લા મેળવનાર પારસી બચ્ચો હતો, એટલુંજ નહીં, પણ આ દેશમાં સરવેથી પેહલ્લો બારીસ્ટર, પેહલ્લો જડજ, પેહલ્લો ડાકટર, પેહલ્લો સિવીલીયન, અને પેહલ્લો મીલીટરી પારસી બચ્ચો હતો. જરા વધારે આગળ ગણત્રી કરશો તો જણાશે, કે પેહલ્લો સર, અને પેહલ્લો બારોનેટ, પેહલ્લો શેરીફ અને પેહલ્લો જડજ તથા પેહલ્લો માજીસ્ટ્રેટ પણ પારસી બચ્ચો હતો.

## આખું હિંદુસ્થાંન પારસી મરદોનેજ નહીં, પણ પારસી સ્ત્રીઓનેબી આભારી છે.

ખરૂં પુછાચો તો આ દેશની સરવે કોમો પોતાની આજની સુધરેલી હાલત માટે પારસી બચ્ચાને આભારી છે. જેની રીતે આ દેશમાં કિર્તીવંત ભાગ બજાવવામાં પારસી કોમના મરદો ભાગ્યશાળી નિવડયા છે, તેવીજ રીતે પારસી કોમની બાંનુઓને પણ કેટલેક દરજજે આ દેશની સુધરેલી હાલત આભારી છે. આ દેશની સ્ત્રીઓની આજની સુધરેલી હાલત, પારસી સ્ત્રી કેળવણીને આભારી છે. ઘણાક જંગલી

રીવાજો જે આ દેશની સ્ત્રીઓમાંથી દુર થવા પામ્યા છે, તે પારસી સ્ત્રી કેળવણીના પ્રતાપ છે, કેમકે સ્ત્રી કેળવણીની શરૂઆત આ દેશમાં કરનાર પારસી કોમ હતી, એટલુંજ નહી પણ ઇંગ્રેજી સ્ત્રી કેળવણીની પેહેલ, પારસી કોમે કરી હતી.

## કોમની કિર્તી કોણને નહી વહાલી હોય ? એજ પારસીપણું છે.

પારસી કોમની કિર્તીના આ દાખલા બેશક પારસીઓને મગરૂર કરે એવા છે. પોતાની કોમની કિર્તી અને મોટાઇ કોણને પ્યારી નહી હોય? જો કોમની કિર્તી, મોટાઇ, અને ઇજ્જતમાં પોતાની કિર્તી, પોતાની મોટાઇ અને પોતાનું માન જો કોઇબી પારસી નહી જોઇ શકે, તો તેવો શખ્સ પોતાને પારસી તરીકે ઓળખાવવા બિલકુલ નાલાયક છે.

પારસીઓની કિર્તી એજ તેમનું પારસીપણું છે. એ કિર્તી કહો, ખવાસ કહો, માન કહો, યા ઇજ્જત કહો, પણ એમાંજ પારસીપણું સમાયલું છે; અને આપણ સરવે તે બારેહકતાલા પાસ દુવા ગુજારીશું કે, તે દાદગર દાદાર પારસીઓને એવા બનાવે, અને એવી હેદાયત બક્ષે, કે દરેક પારસી બચ્ચો પોતાના પારસીપણા ઉપર મગરૂર રહી પોતાનું પારસીપણું જાળવી રાખે.

સવાલ ત્યારે ઉઠે છે, કે પારસીઓનું પારસીપણું શામાં સમાયલું છે, અને શામા તે સમાયલું નથી? અલબતાં જેઓ એ પારસીપણું જાણતાં હશે, તેઓ પોતાનું પારસીપણું જાળવતાં હશે. પણ બીજા હાથ ઉપર એવા બી પારસીઓ હશે–બલકે કહો કે છે—કે જેઓ પારસીપણું શું છે તે જાણતા હશે, તોપણ તે જાળવવાની તેમને દરકાર નથી.

## પારસીપણું શામાં સમાયલું છે?

પારસીપણાનો આ સવાલ, પારસી ઓલાદની આગલી તવારીખ ઉપર આજે આપણને ઘસડી જાય છે, કેમ કે તે આગલી કોમના પારસીપણાનાં પરાક્રમોથીજ આજના જમાનાની પારસી કોમ, કિર્તી અને ઇજ્જત મેળવવા પામી છે. ત્યારે એ પારસીપણું શું છે, તેનો ખુલાસો થવો જોઇએ છે. એવી કઇ ચીજ પારસીઓમાં ખાસ ખેંચાણ કરનારી છે, કે જેથી સુધરેલી દુનીયાના આ જમાનામા તે પોતાની તરફ સઘળી પ્રજાનું ધ્યાંન ખેંચી રહી છે? શું આજના પારસી સુધારામાં પારસીપણું છે? શું આજે બે ઘોડાની ગાડી ફડકાવવામાં પારસીપણું છે? શું આજે પારસી ફ્રાંકડાઓના ઇંગરેજી ડ્રેસમાં પારસીપણું છે? તેમ નહીં તો શું બીડીના ધુમાડામાં, સદરો કસ્તી હરાંમ ગણવામાં, આજની સ્ત્રીઓના સુધારામાં, ફેશનમાં, અનીતીમાં, મડમો સાથ શાદી કરવામાં, જુદદીન મરદો સાથ પારસી સ્ત્રીઓએ પરણવામાં, રેસીંગમાં, કે ક્રીમેટોરી યમમાં પારસીપણું સમાયલું છે? કસ્સાંમાં નહીં. તેથી ઉલટું એ સર વમાં પારસીપણું ડુબી મરે છે. ત્યારે પારસીપણું શામાં સમાયલું છે? એનો જવાબ ટુંકમાં અપાશે.

પારસીઓનું પારસીપણું તેમનાં અસલીપણામાં સમાયલું છે. એ પારસીપણું અસલથીજ તેમનામાં ઉતરી આવેલું છે. ૧. એ પારસી-પણું તેમના પુરાણા ધર્મના રીવાજોમાં અને રસમોમાં સમાયલું છે. ૨ એ પારસીપણું તેમના ધર્મની પવિત્ર નિશાણીઓમાં સમાયલું છે. તે નિશાણીઓ પારસીઓના જીવ સાથ જોડાઇ રહી છે, એટલુંજ નહીં પણ આ ખાકી તનમાંથી તેનું રૂહ નિકળી ગયા પછીબી, તે નિશાણીઓ તેના તનનું કફન થઇ પારસીઓને વફાદારીથી વળગી રહે છે. તે નિશાણી

તમારૂં પવિત્ર પહેરણુ અને તમારો કમરબંધ છે. ૩. પારસીપણું તેમના પવીત્ર કેબલાની તરફના તેમના માન અને મોહબતમાં સમાયલું છે. અને ૪. સરવેથી છેલ્લું પારસીપણું તેમનાં ગુજર પામેલાં વહાલાંઓને ઠેકાણે પાડવાની રાહ રસમોમાં સમાયલું છે.

## પારસીપણું જાળવો.

એ પારસીપણું પારસીઓને તેમના બાપ દાદાની આલઓલાદથી મળેલો વારસો છે. એ પારસીપણું જાળવવામાં, અને તેને વધારવામાંજ પારસીપણું છે. જે જે માન, ચાન, આગળા પારસીઓ મેળવી ગયા છે, તે કાંઇ તેઓ પારસીઓ હોવાને લીધેજ નહીં, પણ તેમના પારસી-પણાને લીધે તેમને મલ્યાં હતાં. એ પારસીપણું આજ કાલનું નથી. તે કાંઇ એ ચાર કે પાંચ સાત સદીઓનું પુરાણું નથી. એ પારસી–પણું હજારો વરશનું પુરાણું છે, અને સાડી બારસો વરશ થયાં તે તમારી આલઓલાદે જાળવી રાખ્યું છે. એ પુરાણી મિરાસ જાળવવા માટે, પારસીઓના વડવાઓએ પોતાની રગોમાં વહેતાં લોહીનાં છેલ્લાંમાં છેલ્લાં ટીપાંનો ભોગ આપ્યો છે. એ પારસીપણું જાળવવા માટે, તેઓએ પોતાનું વહાલું વતન, વહાલો દેશ અને ખેશ ખોઇ, વતનથી બેવતન થઇ, આજે આ પરદેશના વતનદાર થઇ પડયા છે

એવું એ કિમતી ગૌહર તમારી આલઓલાદના પેશકારોની મીરાસ છે. અગર જો પારસીઓએ પારસી તરીકેની પોતાની કિર્તી વધારવી હોય, અગર જો પારસીઓએ પારસી તરીકેજ ઓળખાવું હોય, અને જો પારશીઓએ બીજી પ્રજાઓ વચ્ચે (absorb થઇ) ડુબી મરવું નહીં હોય, તો તેઓએ પોતાનું પારસીપણું જાળવી રાખવું.

## પારસીપણા વગર એક પારસી-પારસી ગણાયજ નહીં.

પારસીઓએ અગર જો પોતાનું પારસીપણું ખોયું, તો પછી તેઓને પારસી તરીકે ઓળખાવાનો કે ગણાવાનો કાંઇબી હક નથી.

જો હિંદુ, મુસલમીન, યા ઇંગ્રેજ થવા ગમતું હોય, તો ભલે તમો પારસી નથી એમ જાહેર કરો. પણ પારસી તરીકે જો તમે ઓળખાવા માગતા હોવ, તો પારસીપણાને જાળવી રાખો, પારસી ધાર્મિક લાગણીઓને માન આપો, પારસી પવિત્ર કેબલાને ઇજ્જતથી ચાહો, અને પારસી પવિત્ર ઠિંગાઓને યાદ કરો.

## નિયાગાનોનો પેગામ.

એ સરવે ચીજો તમારા નિયાગાનોની છે, તેને તમો જાળવી રાખો, એવો તેમનો પેગાંમ તેઓ રજુ કરે છે. તે પેગાંમને તમો તમારા સરપર ઉઠાવો. પણ યાદ રાખો કે જાહેરમાં પારસી તરીકે દેખાઈ, બાતેનમાં ધાર્મિક ફરમાનો તરફ નફરત અને તુચ્છકાર બતાવશો, તો દરેક સાચ્ચો દીનદાર અને યકીનદાર પારસી તમુને પારસી તરીકે ગણવા ના પાડશે.

## હાલના પારસીઓ પારસીપણું ખોઇ દે છે !

સદ હજાર દરદ અને હજારો હજાર આફરીન હોજો ગઇ ઓલાદના પારસીઓના પાક રૂહ અને ફરોહર ઉપર. તેઓ હિન્દુ રાજમાં વસી પોશાકે હિન્દુ થયા, અને મુસલમીન રાજમાં વસી પેશાકે મુસલમીન થયા, પણ તેઓએ પોતાનું પારસીપણું હજારો હાદેસા સંતાપ અને સંકટ વચે જાળવી રાખ્યું હતું. પણ સદહજાર અફસોસ કે વગર કેળવણી છતે, હિન્દુ અને મુસલમીન રાજમાં પારસીઓએ જે પારસીપણું જાળવી

રાખ્યું, તેજ પારસીની આજની ઓલાદ, કેળવણી છતે, તેજ પારસીપણું ઇંગ્રેજી રાજમાં તેઓ ખોઇ દેવા નિકલ્યા છે.

તેનું કારણ ?

કારણ રાજ્ય ઇંગ્રેજી છે, સલતનત ઇંગ્રેજી છે, ફેશન ઇંગ્રેજી છે, પોશાક ઇંગ્રેજી છે, ભાશા ઇંગ્રેજી છે, કેળવણી ઇંગ્રેજી છે, સુધારો ઇંગ્રેજી છે. ખુદ પારસીઓની આજની જીંદગી એજ સબબોને લીધે ઇંગ્રેજી થઇ પડી છે.

## ઇંગ્રેજ રાજકરતા 'ડીફેનડર-ઓફ-ધી ફેથ' છે.

ત્યારે શું ઇંગ્રેજી કેળવણીનું પરીણામ પારસીપણાની ખુવારીમાં? શું આ બોહોળી બ્રિટીશ સલતનતના માલેકે, પારસીઓને તેમનું પારસીપણું છોડી દેવાની ફરજ પાડી છે ? ના કદીબી નહી. ઇંગ્રેજી કેળવણી અને ઇંગ્રેજી હકુમત તમુને તેમ કરવા કહેતીજ નથી. તે તો તમારા ધર્મનો રક્ષણકરતા છે. બીજાં રાજ્યોના અમલમાં જે તમો ખોઇ આવ્યા છો, તેનો તેણે બચાવ કીધો છે.

## પારસીપણું ખોવાતું જાય છે

છતાં અફસોસ! પારસીઓ આજે મોટે ભાગે પારસીપણું ખોઇ દેતા જાય છે, એ ફરીઆદ ખોટી નથી. પારસીઓ પોતાનું જાતીભીમાન જાળવવામાં ડામડોળ થતા જાય છે. ધર્માભીમાન ઘણુંજ કમતી થતું જાય છે. પુરાતન રાહરસમોને 'હંબગ' સમજે છે. સદરો અને કુસ્તી તેમને તકલીફ થઇ પડયાં છે, ધારમિક ક્રિયાઓ ઢંઢિંગ સમાન ગણે છે. પવિત્ર આતશ તરફનું માન દીન પર દીન ઓછું થતું જાય છે. ખુદા માલમ બીજી અરધી સદીમાં પારસી ભવિશ કેવું થશે ?

## ભલે જાંગલા બનો-પણ ધર્મ જાળવો.

અમલ કરતી કોમ ઇંગ્રેજી છે, એટલે પારસીઓએ પોતાની જીંદગીબી ઇંગ્રેજીજ બનાવવી જોઈએ, એવી ગણત્રી થતી હોય, એમ માલમ પડે છે. ભલે તેમ કરો. જીંદગી ઇંગ્રેજી ભલે બનાવો. પહેરવેશ ભલે ઇંગ્રેજી બનાવો, સંસાર ભલે ઇંગ્રેજી બનાવો, પણ ધર્મ અને દીનને જાળવી રાખો. કેમકે તેમ કરવા જતાં પારસીપણું તમો ખોઇ દેશો, તેનો ખ્યાલ કરો.

૧. આજે પારસીઓનો 'નેશનલ ડ્રેસ' ક્યાં છે? ક્યાં છે તે પોશાક, કે જેથી એક પારસી પોતાનું પારસીપણું દેખાડી શકે? આજે પારસીઓ પોતાનો પોશાક તજી દેતા જાય છે, અને તેને બદલે ઇંગ્રેજી પોશાકની નકળ થાય છે. પછી ઇંગ્રેજી પોશાક સોભે કે નહિં સોભે. ગમે તો ફિરંગી જેવાં દેખાવો, ગમે તો ગોવાના 'ગે પાંઉં' જેવા દેખાવો, ગમે તો 'હાફ-કાસ્ટ' જેવા લાગો!

ઇંગ્રેજી પોશાક નહીજ પહેરવો એવી તકરાર કોઇ કરતું નથી. તકરાર તો એ છે, કે ક્યાં એ પોશાક પહેરવો, અને ક્યાં એ પોશાક નહી પહેરવો. તકરાર તો એ છે, કે ક્યારે એ પોશાક પહેરવો, અને ક્યારે એ પોશાક નહી પહેરવો. સરકારી ઓહ્‌દેદારો પોતાના ઓહ્‌દાની રૂએ ઇંગ્રેજી પોશાક પહેરે, તે એક જુદી વાત છે. મુસાફરી વખતે ફરજયાત ઇંગ્રેજી વેશ પહેરવો પડે, એ જુદીજ વાત છે. પણ પોતાનો અસલી પોશાક સદાનો વિસારી દઇ ઇંગ્રેજી વેશ નાહુકનો ધારણ કરવો, એ વાત જુદીજ છે. પોતાના અસલ પોશાક ઉપર મગરૂરીનું માન લેવાની ફરજ પારસીઓ ભુલી જાય છે.

પણ આ તકે યાદ આપવી ઠીક થઇ પડશે, કે એવા પોશાકમાં ફરતા જાંગલાઓ આતશ બહેરાંમ જેવાં પવિત્ર મકાંનમાં દાખલ થવાની હિંમત તો નહી કરે ? પણ તેમને બદલે આપણા 'બાળક-જાંગલાઓ' પોતાનો ભવિશનો હક હમણાથીજ રજુ કરે છે. હું ધારૂં છું કે તેમનો હક હમણાથી અટકાવવો ઘટે છે.

૨. પારસીપણાની એક અચુક નિશાણી, જે એક પારસીને લાખો માણસમાંથી ઓળખાવે છે, તે તેનું પવિત્ર પહેરણ અને કમરબંધ છે. એ પવિત્ર પહેરણ અને કમરબંધ આજે કેટલાક પારસીઓને 'ત્રબલસમ' થઇ પડયાં છે. એવી ખબર મલી છે, કે સદરા કસ્તી વગર આજે કેટલાક પારસીજાદાઓ પારસીઓની સંઘમાં વસી પારસી તરીકે પસાર થાય છે. શું આવા પારસીઓએ પોતાનું પારસીપણું જાળવ્યું છે ? શું એવા પારસીઓ પારસી તરીકે ઓળખાવા લાયક છે ? અને તે છતાં અફસોસ છે યા હકીકત, કે તેઓ પારસી સંસાર મંડળોમાં પારસી તરીકે પસાર થાય છે. પણ એવા સંસારના કીડાઓને, તેમજ ધર્મને એવાં અપમાન કરનારાઓને કુટુંબોમાં દાખલ કરવા આગમજ, કુટુંબના વડીલોએ ખુબ વિચાર કરવો જોઇએ છે. એવાં કાળાં મોંદાં, ધર્મ અને સંસારના દુશમન છે, અને પારસીપણાને સડો લગાડનાર નાતરસ 'એનાર્કિસ્ટ' છે.

૩. કેબલા તરફનું માન જળવાયું નથી. બીડીની પીડા પારસીઓને ગળે વળગી છે. પારસીપણાનો મુળ પાયો આતશની સેતાયશ ઉપર છે. તે મુળ પાયાના ભિતરમાં ખાનાખરાબીની સુરંગ મુકનારા આ પારસીઓને, અફસોસ કે તમો પુછી શકતા નથી, કે અમારા પવિત્ર ધર્મને અપમાન કરવાનો તમને શું હક છે ?

## દોખમાનાં લીલાંઊ કરો !

૪. ભઠ્ઠીમાં ભુજાવવાની વાતનો છેલ્લો ગપાટો આજ કાલની ધારમિક ચક્ચારનું ઘણુંજ જાણવા જોગ 'હંમ્બગ' છે. આ 'હંમ્બગ'ની હિંમાયત કરનારા કેટલાક પારસીજાદાઓ માલમ પડયા છે. પણ ખુશી થવા જોગ એ છે, કે એ ગડબડ આજ કાલ બંધ પડી છે. પણ યાદ રાખો, કે તે સદાની બંધ પડી નથી. એ ભઠ્ઠીમાં બાળવા કે બળવાની તકરારના ભિતરમાં ઉતરવાની આપણને હાલ જરૂર નથી, પણ પારસી-પણા સાથ એ સવાલ નિકટ સંબંધ ધરાવતો હોવાથી, પારસીપણાને ખાતર બોલવું પડે છે, કે આ રસમ કોમમાં જે દાહડે દાખલ થશે, તે દાહડે, નોંધી રાખો, કે પારસી ધર્મનો સુરજ અસ્ત પામ્યો. એટલુંજ નહીં પણ પુરાતન પારસી ટોળો નાબુદ થયો, એમ નક્કી જાણો.

પારસીઓનું ખરૂં પારસીપણું તેમના મજહબની કેટલીક અસલી રસમો અને ધાર્મિક ફરમાનોમાં સચવાયલું છે. તેમાં મુખ્ય અને જાણવા જોગ ફરમાન મરણ પામેલાંઓને ઠેકાણે પાડવાની રીત છે. સાડી બારસો વરસથીબી જુનો અને જાળવી રાખેલો આ રેવાજ, જે રેવાજથી પારસી કોમનું પારસીપણું પૃથ્વી ઉપર આજે ઓળખાય છે, જે રેવાજની જાળવણી માટે અનેક મુસીબતો અને હાદેસાઓ પારસીઓએ માથે ઉઠાવ્યા છે, અને જે પવિત્ર જગ્યાને બચાવવા માટે જર સાથ ધર્જીતનો પારસીઓએ ભોગ આપી પોતાનાં લોહી રેડયાં છે, તે પવિત્ર મકાંનો હવે પછીના કોઇ જમાનામા લીલાંઉની હથોડી હેઠળ મુકાય નહી, તે તપાસજો. ખુદા તે બુરો દાહડો પારસી કોમને દેખાડે નહી.

## પારસીઓ બુતપરસ્ત થશે?

ક્રીમેશનના સવાલ ઉપર બિલકુલ વિચાર કરીશું જ નહીં, પણ યાદ રાખવું જરૂરનું છે, કે પારસીઓના દીન ધર્મની બરબાદી એ સવાલમાં સમાયલી છે, કેમ કે પારસીઓ બળી મરવાનું જે દાહડે પસંદ કરશે, તે દાહડે તવારીખની મોટામાં મોટી મિસાલ ખરી પડશે. પારસીઓનાં મરણ સમેની ધારમિક ક્રીયાઓ નાશ પામશે, અને સેવટ એ આવશે, કે પારસીઓ યઝદાંપરસ્તી છોડી બુતપરસ્તી અખત્યાર કરશે. તેમ બનવાનો તેમનો વિચાર નહીંબી હોય, પણ જો ક્રિમેટોરીયમમાં બળી મરવાનું તમે પસંદ કીધું, તો કુદરત પોતે તમને બુતપરસ્ત બનવાની ફરજ પાડશે. અને યાદ રાખવું, કે માંસ અને લોહીનું બનેલું આદમી, પોતાના ભિતરના ખવાસને શરણ થશેજ થશે, અને અંતે પારસીઓ પોતાની ખુવારી, પોતાના ટોળાની ખુવારી, પોતાના ધર્મ અને પારસીપણાની ખુવારી કરનારા ગણાશે.

## પારસીપણું ગયું, તો કોમ ફના છે?

ઇજ્જત અને હુરમતની ઉંચામાં ઉંચી ટોચ ઉપર ચહડયા પછી, જ્યારે એક કોમ નિચે પડે છે, ત્યારે તે સદાની ખાકમાં પરે છે. તવારીખ દર્શાવે છે, કે ઘણીક પ્રજાઓ પોતાના ખંતીલાપણા, તેમજ એકસંપથી ખાકમાં પડયા પછી પગભર થઇ છે. પણ પારસી પ્રજાને માટે તેવી આશાનુ એક ઝાંખુ કિરણ વટીક હોય, એમ દેખાતું નથી, કેમકે તેઓમાં દીલસોજી કે એકદીલી જેવું ઘણુંજ થોડું દેખાય છે, અને પોતાનું અસલીપણું તો તે બિલકુલ ભુલતી જાય છે.

ત્યારે આવા સંજોગો વચ્ચે પારસીઓની અતી નાહની સંખ્યાને તેમનો અતી પુરાણો ધર્મ અને ધારમિક રસમો જાળવવાની ખાસ જરૂર છે. એક નિરાળી કોમ દાખલ પારસીઓ આ દેશમાં જણાયલા છે, અને તે પારસીપણાથીજ જણાયલા છે. પારસીઓની હાલત તેમના પારસીપણાને પ્રતાપે છે. પારસીપણાનીજ એ બોલબાલા છે. આફતાબ પોતાની ગતી ચુકયો તો જગત ફના છે; પારસી પોતાનું પારસીપણું ચુકયો, તો તેની કોમ ફના છે.

## પારસીઓએ મરવું બહેતર કે જીવવું ?

જીવવા કરતાં મરવું સેહેલ છે. મરવું મુસ્કીલ નથી, પણ જીવવું મુસ્કીલ છે. કિરતી સાથ જીવવું બહેતર છે, પણ વિના કિરતીએ જીવવા કરતાં મરવું બહેતર છે. આ ઇંગ્રેજી કહેવત દરેક પારસીએ ગોખી રાખવી ઘટે છે, કે:—It is better to die like a lion, then to leave like a dog. દેશાભીમાન, રાજયાભીમાન અને ધર્માંભીમાન એ દરેક કોમના મુદ્રા લેખ છે. જેઓ ધર્મ અને દેશના બચાવ કરતાં કિરતી સાથ મુવા છે, તેઓ તવારીખમા પોતાના નામો અમર કરી ગયા છે. પારસીઓ તે ઓલાદના ફરઝંન્દો છે, કે જેઓના નિયાગાનો દેશ અને ધરમ માટે કિરતી સાથ લડી મુવા છે.

## પારસી નિયાગાનોનો પેગામ શું છે?

ત્યારે મારાં વહાલાં હમદીનો, આપણા નિયાગાનોનો આ પેગાંમ છે. આપણી ઓલાદના વીરલા, પેશકારોનો આ ઠરાવ તમારી આગળ દીન અને ધર્મના સેવક તરફથી રજુ થાય છે. પારસીઓની રાજદવારી, ધારમિક અને સંસારી તવારીખમાં

નોંધાયલા એ કલામ છે. તમારાં નિયાગાનોએ, તમારી કોમના પેશકારોએ, તમારા શાહ અને શેહેનશાહોએ, દીન, દેશ, અને ધર્મને ખાતર શેહેનશાહત ખોઇ પોતાના જીવ આપ્યા છે, તેમનો એ પેગામ છે, કે "પારસીઓ તમારૂં પારસીપણું જાળવો, એકસંપી જાળવો, અને તે જાળવીને તમારાં નિયાગાનોની યાદગારી કાયમ રાખો."

## પારસીપણું કેમ જાળવશો ?

હવે સવાલ એ છે કે પારસીપણું કેમ જાળવવું.

૧. ધારમિક પ્રસંગો, ધારમિક તહેવારો, અને ધારમકિ જશનોને મરતા અટકાવી પારસીપણું જાળવો.

૨. જરથોસ્તના જનમ અને મરણના દીવસોને ભુલાઇ જતા બચાવી પારસીપણું જાળવો.

૩. ગુજર પામેલાં વહાલાંઓને યાદ કરવા માટેના દીવસો તરફ બેદરકાર થતાં અટકી, પારસીપણું જાળવો.

૪. ધારમિક રાહરસમોને માન આપીને, ધારમિક ઇતબારનો વધારો કરીને, ધારમિક ક્રીયાકામોને ભુલાઇ જતી બચાવીને પારસીપણું જાળવો.

૫. આ ગંજાવર દેશની નવરંગી વસતીમાં વસી, તેઓમાં ડુબી જતા (absorb થતા) બચીને, પારસીપણું જાળવો.

૬. ધર્મના પવિત્ર ફરમાનોને સરપર ચહડાવી, તમારાં મરણ પામેલાં વહાલાંઓની આરામગાહની દાઝ હઇડે ધરી, તમારાં પારસીપણાને જાળવો.

એજ ફરમાન પ્રમાણે ચાલી તમારા પારસી પેશકારોએ પોતાનું પારસી પણું આજ સુધી જાળવી રાખ્યું છે. તમારાં નિયાગાનોના એ Unwritten Laws હતા. સુખી તેજ કોમ દુનીયામાં થઈ હશે, કે જેની તવારીખ હોયજ નહી. પણ પારસી કાંઇ તવારીખ વિનાની પ્રજા નથી. પારસી જેવી દેશાભીમાન, પારસી જેવી ધર્માભીમાન પ્રજા તવારીખોમાં ઘણીજ થોડી નોંધાઈ છે. તેવી એક કોમના અભીમાનનો નાશ થતો અટકાવવાનો આ પેગામ છે. જેને આંખો હોય તેને જોવા દો, અને જેને કાનો હોય તેને સાંભળવા દો, કે પારસીપણું માન શોધવા જતું નથી, પણ માન પોતે પારસીપણાને શોધતું જાય છે. એવાં અસલીપણાને જાળવવામાંજ પારસીની કિરતી છે, તેમાંજ પારસીની શોભા છે, અને તેમાંજ પારસી કોમની ફતેહ છે.



# રહી ગયલા દસ સંસ્કૃત શ્લોક, તેના તરજુમાના ભાવાર્થ સાથ.



## શ્લોક ચોથો.

**यद्गांगल्ये विवाहे कथितशुभदिने सुस्वरं गीतवाद्यं**
**श्रीखण्ड चंदनाद्यं वपुषि युवतयो धारयन्तीह येषां ।**
**स्वाचाराद्ये पवित्रा बहुगुणनिधयो रम्यशास्त्रार्थयुक्ताः**
**गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीका ॥**

જેઓના ઘરમા લગન જેવે સારે દાહડે ગાયન અને વાદ્યો વાગે છે. જેઓની સ્ત્રીઓ, પોતાના શરીરે તરેહવાર સુગંધીઓ લગાડે છે, અને જુદી જુદી જાતની ક્રિઆઓ કરે છે, અને જેઓ પોતાના ધર્મ શાસ્ત્ર પ્રમાણે હંમેશાં વર્તે છે. એવા હમો ગોરા, ધીરા, વીરા અને બળવંત પારસીઓ છંએ.

## શ્લોક છઠો.

**यादृग् हर्षो विषादः सुखमसुखमहोज्ञानमौने च यादृक्**
**धर्माधर्मौ च यादृग् विमलकुलक्षतौ यादृगारोग्यरोगौ ।**
**उर्ध्वाधस्तौ च यादृग् द्युतितिमिरमयौ सृष्टिसंहारकारौ**
**येषामुक्तौ मते द्वौ निरवधिपुरुषो ते वयं पारसीकाः ॥**

જેઓ હર્ષ અને શોક, સુખ અને દુઃખ, જ્ઞાંન અને અજ્ઞાંનપણું, ધર્મ અને અધર્મ, બુનિયાદ અને બેબુનિયાદ,

રોગ્ય અને આરોગ્ય, રોશની અને અંધકાર, ( એટલે બેહુસ્ત અને દોજખ ) અને હુસ્તી તથા નિસ્તીના કારણો જાણનારા, એવા હુમો ગોરા, ધીરા, વીરા, સુરા પારસીઓ છેએ.

શ્લોક સાતમો.

गोमूत्रैर्मंत्रपूतैः शिरवदनमिताः स्त्रीपयःपानशुद्धाः
बाह्यंतस्नानमुक्तं तदनुपरिवृता मध्यदेशे च मुद्रा ।
मुद्राक्षाणां न निद्रा जपनवमनसा स्वादुपूजादिकार्यं
येषां मार्गे हि तत्वं सततमभयनं ते वयं पारसीकाः ॥

જેઓ ગાએના મુત્રને બંદગીથી પવિત્ર કરી, તે વડે ધર્મમાં ફરમાવ્યા પ્રમાણે શરીર ઉપર લગાડી અંઘોળ કરે છે. જેઓ કંમર ઉપર કુશ્તી હંમેશાં બાંધે છે, અને જેઓ કુશ્તી વના કદીબી સુતા નથી, અને જેઓ દીલખુશ શાંત મને માથવાણી પઢે છે. એવા હુમો ગોરા, ધીરા, વીરા, સુરા પારસીઓ છેએ.

શ્લોક આઠમો.

काष्टैः षट्मासशुष्कैरगुरुमलयजैः काष्ठकर्पूरधूपैः
होमः स्यात् पंचकालं प्रतिदिनमुदितैरक्षरैर्मंत्रयुक्तैः ।
निर्वाणाग्निस्तु सूर्यावृतघनरुचिरैर्नो युगांतेपि येषां
सत्यन्यायैः कुनिष्ठा न च युवतिरतास्ते वयं पारसीकाः ॥

જેઓ છ માસની સુકી કાઠી, સુખડ અને અગર, તથા કપુરની સુગંધી આતશ ઉપર બાળી દીવસમા પાંચ

વાર માથવાણી ભણે છે. જેઓ આતશને પોતાના ઘરમા કદીબી બુજાવા દેતા નથી, તેમજ વરસાદના પાણીથી તેને સર્દ થવા દેતા નથી. એવા પારકી સ્ત્રીને તજનારા, એવા હમો પારસીઓ છંએ.

### શ્લોક અગીયારમો.

चत्वारिंशद्दिनानि पचरति न वधुः पाककार्ये प्रसूता
मौनाद्यस्वल्पनिद्रा जपनविधिरता स्नानसूर्यार्चनेषु ।
ध्यायंते चैव नित्यं मरुदनलधरातोयचंद्रार्कयज्दान
येषां वर्णे विदीनाः सततमभियतास्ते वयं पारसीकाः ॥

જેની સ્ત્રીઓ બાળક જન્યા પછી, ચાલીસ દીવસ સુધી રાંધવાના કામથી અલગ રહી, બીલકુલ આસાએસ લીયે છે. જેઓ અંઘોળ કીધા પછી સુરજની સેતાયશ કરે છે; જેઓ હંમેશા પવન, પાણી, આતશ, અને જમીન, અને ચંદ્ર તથા સુર્યના વખાણ કરે છે. એવા હમો પારસી છંએ.

### શ્લોક તેરમો

ऊर्णामय्यां धृतायामतिफलबहुलां जाह्नवीस्नानतुल्यां
येषां नित्यं नराणां धनगुणरचितां हेमवर्णां च रम्यां ।
योगाकारां विशालां गुरुजनवचनैर्मेखलां धारयंति
शास्त्रोक्तैः श्रोणिदेशेऽरुतकवचमिदं ते वयं पारसीकाः ॥

જેઓ ઘેટાંના નિર્મળ કરેલાં ઉનની કુસ્તી હમેશાં કમરે બાંધે છે. જે ઉનના લાંબા તારની બનેલી હોય

છે, અને જેના ગાંઠ સાંપના મુખ જેવા હોય છે. એ કુશ્તી ધર્મ પ્રમાણે સુદરાની ઉપર કંમર પર બાધ્યે છેએ. એવા હમો પારસીઓ છેએ.

શ્લોક ચઉદમો.

प्रायश्चितं पवित्रं पशुमपि सहसा हंति चेत्पंचगव्यं
गोमूत्रं स्नानपूर्वं घनतरदिवसैः शुद्धिरेवं मनोज्ञा ।
नित्यं नित्यं गुरूणां सुवचनकरणं कल्मषक्षालनार्थं
येषामाचार एवं प्रतिदिनमुदितास्ते वयं पारसीकाः ॥

ધરમના ફરમાંન, જે સુંદર ભાશામા રચાયલાં છે, અને જે મારગ તેમા દર્શાવ્યા છે, તે પ્રમાણે જો ચાલે, તો મુક્તી મેલવી શકાય છે. એવા હમો પારસીઓ છેએ.

શ્લોક પંદરમો.

पूर्वाचार्यप्रबंधै र्विरचितरुचिरै मोक्षमार्गप्रदातैः
संस्कारैः संस्थितानां विकसितविधिना कथ्यते व्योमदार्वी ।
सर्वेषां च त्रयाणां दहनवसुमतीभास्कराणां च पूजा
शुद्धे रम्या ये एवं प्रगदितमहिमास्ते वयं पारसीकाः ॥

જેઓને હાથે જો અચાનક કોઈ પસુ વટીક મારયું જાય, તો તેઓ ગઉ મુત્ર શરીર લગાડી અંઘોળ કરી પશ્તાપ કરવે પવિત્ર

થાય છે. જેઓ પોતાના વડવાના કહ્યાને માન આપે છે, અને હંમેશાં ખુશ રહે છે. તેવા હમો ગોરા, ધીરા, વીરા, સુરા પારસીઓ છેએ.

## શ્લોક સોલમો.

**श्री होर्मिज्दमुखं सकलविजयकृत्पुत्रापौत्रादिवृध्यै**
**दाता श्री आतशोयं स भवतु भवतां पापनाशाय नित्यं ।**
**श्री सूर्यः स्वानुकूलो बहुतरफलदा न्यासजाप्याय पंच**
**हे सर्वे पारसीका असुरविजयिनो यांतु मान्यं च नित्यं ॥**

શ્રી હોરમજદનુ નામ લીધાથી સરવે મુરાદ બર આવે, અને શ્રી આતશ ફરજંદને વધારે, અને ઘણુ ધન આપે, જેને કોઇ દિવસ આચ નહી લાગે. સુર્યની ચંદ્રમાની, આતશની, પાણીની તથા ભુમીની; એ પાંચ બંદગી પ્રથમ પારસીઓએ કરવી.



"I expect to pass through this world but once. If therefore, there be any kindness I can show, or any good thing I can do to any fellow-Human Being, let me do it NOW: for I shall not pass this way again."

OMAR KHAYAM.

# કિસ્સે-સંજાન.



## કિસ્સે સંજાનમા રજુ થયલુ સંગીત. પુસ્તકમા આપેલા અંક પ્રમાણે.

### પ્રારંભ.

(૧) ગાયન. પીલુ-બરવા. (સાકી)

શું ગાવું ગમના ફાગ, કથું હમદીન હાદેસા,
હું લખુ કિતાબો ભરી, પારસીના સંઘેસા.—૧
થઇ ખ્વાર જમીન હમદીનો તમારી, ગરદીશનું તુફાન,
લૂટી ગયા છે એશો-અસરત, મુદઇ મુસલમાંન.
ગાવો ગુણીજન મળી મુજ સંગ, યાદ કરો ન્યાગાંન,
હું કહી સંભળાવું આજ તમુને, કિસ્સ-એ-સંજાંન —૨

---

## ઇરાંનની બદહાલત માટે જરથોશ્તીઓનો બળાપો.

(૨) ગાયન. બરવા-જીલ્લો.

બદ હાલત થઇ ઈરાંનની રે, થયાં સો સાલો,
તેનો અસ્ત થયો ખુરશેદ—યારો સંભાલો.—૧
થઇ પડયાં છેવ ઘરબારે—રખડતાં બાળો,
જે લાખો લડેલાં લાડ—થયાં કંગાલો.
થયું સુખ સર્વનું નાશ—ફુટાં એકબાલો,
નહી રહી શાહી બળવંત, મહેલ ' ને મહાલો.

કહાં ગઇ રે, ઇરાંન તારી બલહારી.
કહાં ગઈ રે, યઝદઝર્દ શાહી તહારી.
કહાં ગઈ રે, ક્રિયાંનીઓની યાદગારી.
જોઇ હાલત રડે નર-નાર, ફુટી કપાલો-તેનો અસ્ત થયો-૨

## જરથોશ્તીઓ ઉપરથી ગરદીશે ફેરવેલી ચશંમ.

### (૩) ગાયન. કલિયાંન. (ગઝલ.)

મુનસફી દુનિયા તહારી—કેમ થઇ અલગ અલગ,
યકીન 'ને ઇમાનદારી—કેમ થઇ અલગ અલગ.—૧
આજ થઇ તું બેરહમ—ગુજારે છે હમ પર સીતમ,
દૂર દયા કરી હમારી—કેમ થઈ અલગ અલગ.—૨
ગરદીશે ફેરવી ચશંમ—કીધાં ધરમ, વતંન બરહમ,
દીલથી કરી દીલદારી—કેમ થઇ અલગ અલગ.—૩
હવે વતંન તુને સલાંમ—હમારી માફ કરજે ખાંમ,
દિલમા રહેશે યાદ પ્યારી—કેમ થઇ અલગ અલગ.—૪

## "બંન્દા શું કરી શકે? કરનાર તે કીરતાર."

### (૪) ગાયન. દેસ.

કોઇનું કરીયું કદી થાય નહી-તે જગનો કરતાર.
તે જગનો કરતાર, સખીઓ-તે જગ પાલનહાર—૧
રાઇનો પરવત કરે પલકમા-દુખ સંકટ હરનાર,
તે ચાહે તો પાવ પલકમા-ફકીર બને જરદાર—૨
સીતલ મનથી શાંત બનીને-યાદ કરો દાતાર,
વાવો તેવું વિણશો બેશક-જાણો સંહુ નર-નાર—૩

## સંજાંનના રાજા જાદી રાણાની દરબારમાં દસ્તુર નેરીઓસંગ ધવલે તેને આશિષ દીધા.

(૫) ગાયન. કેદારા.

રાજ રંગ તુજ અંમર તપો-
અંમર રહો સુખ ધાંમ.
રીપુ રંજે પુર રહો,
કિરતી ચમકો મૂકાંમ.—૧

જૂગ જૂગ જીવો સૂખમે સદા,
જય વિજય જય રાજ—
હમ ગરજવંત અભાગીયા,
પરદેશી મોતાજ.—૨

જાદીરાણાએ સવાલ કીધો કે:—

(૬) (ઉપલીજ રાહા ઉપર.)

હે પરદેશી અભાગીયા,
કોણ દેશ, શું ગાંમ,
રંગ-રૂપે ગોરા 'ને બળિયા,
દીસો છો પુર હાંમ.—૧

હે ચતુર-ચાતુર ગરજવંતા,
શું ધર્મ શું નાંમ,
શું કરશો સંજાંનમા,
રહી વસીને કાંમ.—૨

## સંજાંન બંદરે ઉતરેલા પારસી તાએફાએ પોતાની હકિકત જાદી રાણાને જાહેર કીધી.

(૭) ગાયન. બરવા-જીંજોટી.

સત સુખન, કહું શું વિતંન-વિપતની કથા સુણો મેહરબાંન,
તજ્યાં વતંન, 'ને અમન-ચમન, ખાતર ધરમ ઇમાંન જી—૧
હમ જાતે ખરા સુર વીર, હમારી તોખંમ છે કિયાંની—
કર્મ કપાલે લખ્યા લેખથી, થઇ ગઇ ધુલધાંની જી—૨
ગઇ ગઈ હમારી શાહી, જગતમે જબરી સુલતાંની—
થયાં રખડતાં બાળ હમારાં, હિણુ કર્મ કાંહાંણી જી—૩

( જુલ. )

દુર દશા ધર્મની થઇ દીવની અંદર,
ત્યારે જ છોડીયું હમે દીવનું બંદર,
તુફાંની થયો દરીઆવ ભારી ભયંકર,
સૌ જીવની છોડી બેઠાં આસ સદંતર.
થઈ રતનાકરની મહેર, ઉતરીયાં આવીને સંજાંન—
વસી હિયાં હમ રહીશું તમારે, તાબ-એ-ફરમાંન જી—૪

---

## પારસીઓનો હાલ સાંભલી જાદી રાણાએ તેઓને સંજાંનમા વસવા માટે તેઓ સાથ સરત કરવા જણાવ્યું.

(૮) ગાયન. દેસ.

અરેરે હાલ જોઇ તમનો, દીલ મહારૂ જળ જળે,
આહો રઇસ બનવા તમો, સરતો કબુલો આ પળે—૧

તજી શસ્ત્ર સંગ તીરો-કમંન્દ,
શમશીર, ગદા, બાજુ ધરો,
ભાશા તજી ધરાંનની ભારતની મુખે કરો—૨

પહેરવેશ સહુ નર-નારના,
બદલી હમારા તમ ફરો,
બોલીયા છો મુખથી જે જે,
તેજ ઉચ્ચારી આચરો— ૩

વળી વેશવાળ, વિવાહ પ્રસંગે,
કાંમ ક્રિયા ધારજો,
હંમેશ સંધ્યા કાળે તમ, આશિષને દેવારજો—૪

શરતો કબુલી સર્વ તમ, વસજો તમે સંજાંનમા,
ખોલી કહો તમ ભેદને, હોય ધર્મનો જે ધ્યાંનમા—૫

---

## જરથોસ્તી ધર્મના મુળ તત્વોના ભેદ જાદી રાણાને દસ્તુર નેરીઓસંગ ધવલે જાહેર કીધા.

### શ્લોક. ના૦ ૧

(૯) ગાયન. ભૈરવી.

સુર્ય ચંદ્રનુ ધ્યાંન ધરતા,
અગનીને સનમાંન કરતા,
જળ જમીનને નમન કરતા,
આસમાંનને વંન્દન કરતા.

નિયાએશ, માથ્ર ભણુતા હરદમ,
દિવસમા ત્રણ વાર ગણી હમ.
શ્રી અહુરમઝદ પાલનહારા,
તેને દીલથી ધારનહારાં.
એવા પારસી, ગોરા, ધીરા, વીરા, બહુ બળિયા.

---

શ્લોક. ના૦ ૨

(૧૦) ગાયન. પીલુ-બરવા. (સાકી)

અંઘોલ કરતાં, ભકતી ભણુતાં, શું જમતાં કે ખાતાં,
અગની પાસે, નિયાએશ કરતાં, હાજત પ્રસંગે જેતાં—૧
ધર્મની રૂએ, સાત સમે હમ, હરદમ બાજને ધરતાં,
પરમેશ્વરની યાદ પારસી, એક જ ચીતે સમરતા—૨
એવા પારસી ગોરા, ધીરા, વીરા, બહું બળિયા.

---

શ્લોક. ના૦ ૩

(૧૧) ગાયન. દેસ.

સુણો સંત સુજાંન—જરા મેહેરબાંન,
કરૂં વસ્ત્રો બયાંન—ધરમ નિશાંન,
નિસદીન પહેરણુ અંગે નર-નાર.—૧
સુદરાની ઉપર—રહે કુસ્તી કંમર,
વિંટલાઇ સરપ સમ, રહે અંમર,
નહિ તનથી અલગ થાય પલક વાર—૨

(લટક)

માથાં પર હંમેશાં ટોપી રહે હમારે હરદંમ,
નહી છાંડીએ સરથી છેટ, પળ ભરભી તેને હંમ.
એવા પારસી ગોરા, ધીરા વીરા, બહુ બળિયા.

---

શ્લોક. ના૦ ૫

(૧૨) કાફી.

સુણો રાય વાત કહું, લેઓ જાંણીરે—
લેઓ જાંણી, લેઓ જાંણી, લેઓ જાંણીરે—સુણો. ૧.
અનદાન દઈ જે સખાવતો કરે છે,
વસ્ત્ર-દાંન, દ્રવ્ય-દાંન દઈ દુઃખ હરે છે,
કુવા, તલાવ, વાવ, જે બંધાવતા ફરે છે,
સખાવતે સુરા વીરા, પહેલવાંની રે.—સુણો. ૨.
એવા પારસી ગોરા, ધીરા, વીરા, બહુ બળિયા.

---

શ્લોક. ના૦ ૬

(૧૩) છાંયા-કલિયાંન.

પારસી નાર ગુણવંતી—રગ રગે સત્ય છે સતી અતી,
રાત સાત તક-ઋતુમેં રહે અલગ—એવી સકળ યુવતી—પારસી નાર-૧.

પ્રસવ થાતે-ચાલીસ પ્રભાતે—અલગ વસે તે હર કોઇ વાતે,
સંકટ બિકટ હરે, જેમ તનમન ધરે, દુશમન શીર વહારતી.
એવી નાર ગુણવંતી—પારસી નાર-૨.
એવા પારસી ગોરા, ધીરા, વીરા, બહુ બળિયા.

---

શ્લોક. ના. ૧૦

(૧૪) ગાયન. જીલ્લા.

થોડી થોડી વાત બીજી સાંભળોજી,
ખુબી કહું સુણો રીજી સાંભળોજી,
ધ્યાંન ધરો મહેરબાંન—૧

નહી નાર જારનો સંગ કરીએ,
નહી નાર પરાઇસે રંગ કરીએ,
સાચવવા અગની ઉમંગ ધરીએ—થોડી થોડી—૨

નહી રૂતું કાળમે નાર ફરે,
દુર રહી અલગ દીન પુરા કરે,
વિધવા તો અપશુકન ઠરે—થોડી થોડી—૩
એવા પારસી ગોરા, ધીરા, વીરા, બહુ બળિયા.

---

શ્લોક. ના. ૧૨

(૧૫) ગાયન. સિંધ-ભૈરવી.

જે સાહેબ જળ—જમીનનો, ચંદ્ર ભુમી આકાશ.
જે સાહેબ ફુલ ફલકનો. તેને માનીએ ખાસ.

જે છે નિરંજન, નિરાકાર, જે છે તારણહાર
તેવા તે અહુરમઝદના, પારસી પરસ્તાર.
નમીએ યઝદાંન—નમીએ રહેમાંન,
નિરજંન, નિરાકાર, બેકિનારને—૧
જળ, થળ, પવંન, પહાડ, ગગન,
બક્ષેસગર કિરતારને—૨
એવા પારસી ગોરા, ધીરા, વીરા, બહુ બળિયા.

---

## દસ્તુર નેરીયોસંગે દીધેલો બોધ.
## "જોની જરા આંખ ખોલી!"

(૧૬) ગાયન. દેસ.

ચતુર તારી જોની જરા આંખ ખોલી,
કેમ રહ્યો છે માયાની મોહેનીમા ડોલી—ચતુર—૧
આ તન રંગ-કુસંગ કરે છે, નહી ન્યાય લેતો તું તોલી,
પાવ પલકમા જશે જમ ધસડી, થશે એકદમ ખાક-હોળી—ચતુર ૨.
મારૂં મારૂં કરે, તે નથી તારૂં, લાખોની મુંડી તેં છોલી,
સાંજ પડી ત્યારે ઉઠીયો તું ઝપકી, જુવે છે આંખો શું ચોળી—ચતુર ૩.
બચપણુ ખોયું ખેલ ખેલીને, જવાંની ખોઇ અનમોલી,
બુઢાપો જોઇ હવે કાં રડે છે, ધસડી જશે જમ રોળી.—ચતુર ૪.

---

## દસતુર નેરીઓસંગે પેહલ વેહલા આતશ બેહેરાંમ હિન્દુસ્થાંનમા સંજાન મધે સ્થાપવાની રજા મેળવી, તેથી પારસીઓની ખુશાલી.

(૧૭) ગાયન. જીલ્લો.

જાગો જાગો રે યાર, ધરમી ધુરંન્ધર જાગો.
કરો શુકર હજાર, ધરમી ધુરંન્ધર જાગો. ૧
ધુંઉ ધુંઉ કરતા રતનાકરજી ગાજી રેહાતા કાલે—
આજે સુખની લહેર વાયે છે,
દીન જરથોસ્તી રાગો રે યાર—ધરમી ધુરંન્ધર જાગો. ૨
મળી સંપે સંહુ રહેશો આજ તો,
ગાજી શું હર ઠાંમે—
મેહર થઇ બેહરાંમ યઝદની—
દીનનો ડંકો વાગો રે યાર, ધરમી ધુરંન્ધર. ૩

---

## દસ્તુર નેરીઓસંગે વિજળીનો અવલ આતશ મેળવવા અહુરમઝદની સેતાયશ બાહરેટના પાહડની ટેકરી ઉપર કીધો.

(૧૮) ગાયન. શાહાના કાંહાંન્ડો.

અહુરા, અહુરા, અહુરા તું મારા,
મને દે મનશાની, ઓ મઝદા તું મારા. ૧.

દમે દમ જુબાં પર, ધરૂં નામ તારૂં,
સીવા તુંજ રહેમત, નહી કંઇ ગુજારા. ૨.
નિરંજન, નિરાકાર, નિરંકુશ દાતા,
તુંજ વંન નિરાધાર, ફના કુલ બેચારા. ૩.

---

## વરીઆવ મધે લાજ કાજ સતી થયેલી પારસી નારો.

(૧૯) ગાયન. બેહાગ.

ભુશણુ ભવનુ નાર સતી સુંદર સરફ્રાજ,
પ્રાંણ જતે રાખે અંતે લાજરે—
સદ્ગુણના શસ્ત્ર સંગે, નાર સજે સાજ,
જગમા સતીનુ સદા રાજ રે—૧.
ભલા ભાવથી ભજે નાર પારસી,
પતીવ્રત નહિ તજે નાર પારસી,
વરીઆવે મુઇ નાર, મારી ઠાર, લાજ કાજ-
જગમાં સતીનુ સદા રાજ રે.—૨
તજે ખાલી ઠાટ-માઠ નાર પારસી,
ભરી ગજ ફારો વાર નાર પારસી,
ધરી હાંમ, કરો નાંમ, ધરો લાજ કાજ દાજ-
જગમા સતીનું સદા રાજ રે—૩.

---

## સંજાન ઉપર સુલતાંન મહમદની ચઢાઇની ખબર સંજાનના રાજાને થતાં તેણે પારસીઓની મદદ માગી.

(૨૦) ગાયન. જીંજોટી.

**રાજા.**

હાલ સુણો તમ પારસીઓ, રાખુ કેમ અંજાંણા,
રીપુ ચહડયા છે દેશ પર, સમજી લો સંજાંના.—૧
મુજ વડવાઓએ દીધા, હક વસવા તમ ખાસ,
ધાઓ તમ લડવા હવે, હે પારસી પ્રકાશ.—૨

**અરદેશીર કેરમાની.** (એજ રાહા)

જેમ ગગનમે રવી તપે, તપજો તારી શાંન.
તુજ દુશમન શીર છેદીશું. દહશું સૂળી સૂલતાંન—૩
હમો પારસી બહુ બળિયા, ધીરા, વીરા, મસ્તાંન,
રાય થકી જીવ આપીશું, બચાવિશું સંજાંન.—૫

---

## સંજાંન ઉપર મુસલમીનોની બીજી વારની ચહડાઇથી સંજાંનના રાજાની નિરાસી.

(૨૧) ગાયન. બરવા-પીલુ.

**રાજા.**

ગોરા મારા પારસી વીરા, જુવોની નવો
જુલમ, આ જુલમ છે.

દુખ હરણુ, ચંચળ ધીરા, મને તેનો ગંમ,
તેનો ગમ છે.
પારસી પુરણુ, પરદુખ ભંજન, વિપત હરણુ,
આહા—રણુપતી—જરથોશતી—૧

---

(૨૨) અરદેશીર કેરમાની. (એજ રાહા.)

ધીર ધરો છત્રપતી, ભાગ્ય કેવાં કંમ,
કેવાં કંમ છે.
લડશુ દેશ અનેરાય થકી, પારસીનો એ ધરમ,
એ ધરમ છે.
હાંમને ધારીને, ચિંતાને કહાડીને, દુશમંન મારીને—
આહા—પારસી વીરા, પુરા ધીરા—૨

---

## આજના થોડાંક હુંન્અગો!

(૨૩) ગાયન ભૈરવી.

છે ખેલ ખલકના ખોટા રે—સંસારે સદા છે મોટા રે—૧.
ચેત ચેત ચંચલ સંસારી—કાહાડી નથી તે ઝાઝી દીવારી,
"આછી કુલ્લી ઉભાયે ભારી"—નથી તેમના ટોટા રે—૨.
છેલ છબીલા, બાહાર ફાંકડા—ઘરમા ખુરસી બદલ બાંકડા,
વાત કરે દઇ મુછે આંકડા,—જાણે બિચારી લખોટા રે—૩.

ઢક માંગવા નિકલી નારે—ભુલી ગઇ ખિચડીના વઘારે,
કહે ધણીને "એઅી" સુવાડે—કુટી કરમને રોતા રે—૪.
માએ કહે મારી દીકરી "કલેવર,"—ઝાલી "બેંગને" ફરે ઘરે-ઘર,
કરે દીકરી એવી કચુંબર,—વાળે ગ ડ બ ડ ગોટા રે—૫.
દીકરી શીખી ગઇ જ્યૉમેતરી,—રાંધી જાણે નહી ખીચરી,
નાખી જાણે નહિ મીઠું કે મરી—એવાં બાઇ પરપોટા રે—૬.
દીકરી કેળવાઇ ગઇ પરવારી—અરધી રોટલી પર રાત કહારી,
"હાલરડાં" ને દીધું વિસારી—ફરે બની બહુ ઘોતાં રે—૭.
પગે કથીરનુ મલે ન કલ્લું—નાક જુવો તો નવ ગજ વલ્લું,
વાત કરતાં ચસ્કે પલ્લું—દીસે નરા સુર-સોટા રે—૮.
પરણી ગયાં માબાપ બિચારાં--દીકરા દીકરી રહ્યાં કુંવારાં,
રીત રોકડી માગે રીજારાં—ઉધાર જમેના સોદા રે—૯.
ફાલી ફુલી રહી ફિશીયારી—બાલ જુવો ખંડાલા ઝાડી,
રીત રસમને દિધી વીસારી—ભરમે પડયા ધપોટા રે—૧૦.
જુની સદીની નવી કહાંણી—ફરી વલીયાં આંખો પર પાંણી,
ચશ્મા, 'ને' આઇ ગ્લાસને 'તાંણી,' પેહેરે નાહનાં 'ને મોટાં રે—૧૧.



# કિસ્સે-સંજાન

## એક તવારીખી સવાલ



### સંજાનને જીતનાર કોણ હતો, અને તે કયાં સાલમાં જીતાયું હતું ?

પારસીઓના નિયાગાંનો દીવ બંદરથી નિકલી સંજાન જઇ વસ્યા પછી સંજાન ઉપર મુસલમીન રાજ કરતાએ ચહડાઇ કરી સંજાન જીતી લીધું હતું, અને જરથોશ્તીઓની એક મોટી સંખ્યા મજકુર મુસલમીન ફોજ સામે સંજાનના રાજા તરફથી લડતા કપાઇ ગઇ હતી, અને જરથોશ્તીઓને સંજાનમાથી પવિત્ર આતશને બાહરોટના પાહાડની ઉપર લઇ જઈ ત્યાં વસવાટ કરવો પડયો હતો.

આ ચહડાઈ જે સંજાન ઉપર થઇ હતી, અને જે ચહડાઈના પરીણામમા સંજાન મુસલમીનોએ જીતી લીધું હતું, તે જીતનાર કયો મુસલમીન રાજ કરતા હતો, અને તે જીત કયાં સાલમા તેણે મેળવી હતી, તે સાલની તારીખ, કિસ્સે સંજાનની અસલ કિતાબમા કેટલાક ખુલાસા સાથે આપી છે, છતાં, આપણા કેટલાક પારસી તવારીખનવેસો વચ્ચે આજ કેટલુંક થયું, એ સાલના બાબમા, તેમજ સંજાનના જીતનાર વિશે કાંઈક મતફેર પડયો છે. આ સવાલનાં બીસ્તરમા ઉતરવાની

આ દાસ્તાંન રચનારની જરાએ મરજી નથી, છતાં આટલો ઇશારો કીધા વીના ચાલતું નથી, કે સંજાનની જીતના સાલના બાબમા મુખ્ય ભુલ કરનાર કેટલાક ઇંગ્રેજ લેખકો જણાયા છે, અને બીજા વિદ્દવાન અભ્યાસીઓ જે ભુલ કરતા સંભવે છે, તે જોખમ મજકુર ઇંગ્રેજ લેખકો જણાય છે. કેમકે મજકુર ઇંગ્રેજ લેખકોને આધારે, જે ફરક સંજાન જીતાયાની તારીખનો પડયો છે, તે ફરક જો ખરો ગણ્યે, તો સંજાનનો જીતનાર કિસ્સે સંજાનની અસલ કિતાબ પ્રમાણે સુલતાંન મોહમદ બેગડો હોઇ શકે જ નહી. અને જો સંજાનને જીતનાર મોહમદ બેગડો હોય નહી, એમ જો એકવાર નકકી થાય, તો પારસી તવારીખને લગતા આસપાસના બીજા બનાવો, જે તે વખતની પારસી અનજુમન સાથ ઘાડા સંબંધથી જોડાયા છે, તેની તારીખ અને સને વિગેરેમા મોટો ફરક પડી જાય છે. એટલા માટે આ સવાલનો નિવડો થવો અતિશ્ય જરૂરનો હતો.

આ બાબદ, શમ્સ-ઉલ ઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદીએ અનેક ભાશાણો તેમજ તવારીખી નિબંધો મારફતે જાહેરમાં રજુ કરી હતી. આ અદના લખાનારને ડા૦ જી૦ જ૦ મોદીએ પ્રગટ કરેલી Some Events in the Early History of the Parsees and Their Dates મલ્યાથી, તેનો અભ્યાસ કરવાની તક મળી છે. એ વાંચ્યાથી સંજાન ક્યારે, અને

કોણે જીત્યું તે સવાલનો નિવડો સેહલથી થઇ જતો મને જણાયો છે.

આ અહના લખનારને એવું લાગે છે, કે સંજાન ફતેહ કરનાર બીજો કોઇ જ નહી પણ સુલતાંન મોહમદ બેગડો પોતે હતો, અને તેના હુકમથી તેનો સીપાહસાલાર અલેફખાંન એક મોટી ફોજ લેઇને સંજાન ઉપર ચહડાઈ લઇ ગયો હતો.

કોઇબી રીતે જોતાં એ બનાવ પારસીઓની તવારીખ સાથ ઘાડો સંબંધ ધરાવતો હોવાથી, અતરે તેની નોંધ લેવી જરૂરતની થઇ પડી છે, અને એ સવાલના બાબમા ખુલાસે વાર તવારીખ સિક્કેની શાહદત તો જે ડા૦ મોદીએ પોતાના મજકુર પૂસ્તકમા વિગતવાર દર્શાવી છે, તે ઉપર વધુ ખુલાસો જાણવા જેઓ ચાહતા હોય, તેમનુ ધ્યાંન તેવણે રચેલાં ઉપલાં પુસ્તક ઉપર ખેંચવાની જરૂર સમજું છું.

# સ્વસંતાપ.

જ્યારેથી મનમા કરૂછ વિચાર,
થયાં સાલ કિર્તન્ કરતાં [1]અઢાર.

મહેફીલે હમ્દીન્ મલે છે હજાર,
મહિમા ખીલે છે [2]નૌરૂજ બહાર.

અફસોસ! એ મહિમા અને દોડધાંમ,
અફસોસ! મોસમે મુકતાદ તમાંમ.

મૂજ વંન કંઇએક થાશે પસાર,
મૂજ વંન ખિલશે ફસ્લે બહાર.

કંઇએક [3]આદર મુજ્ વંન્ જશે,
કંઇએક [4]આવાં મુજ્ વન્ થશે.

કંઇએક વહેશે ખોદાઈ સાલ,
કહો કોણ્ કરશે મહારો ખિયાલ?

કહાં મારી મિટ્ટી હશે ખાકમા,
પડેલો હું હોઇશ કંઇક લાખમા.

૧. ઈ૦ સ૦ ૧૯૧૭ મા કિર્તન કરવાની પેહલ કીધાંને વીસ સાલ થશે.

૨, ૩, અને ૪ નવરોજ, આદર યજદનુ પર્વ, તથા આવાં યઝદના પર્વના દિંગામો ઉપરાંત આગલાં સાલોમા જરથોસ્તી તેહવારો પ્રસંગે હંમેશાં મારાં કિર્તનો રજુ થતાં હતાં, જે પ્રસંગે મોટી સંખ્યામા હમદીન બાનુઓ તેમજ ગ્રહસ્થોની મેહફીલ મળતી હતી. 'રચનાર.'

# એજ લખનારની કલમથી લખાયલાં બીજાં પુસ્તકો.

## By The Same Author.

### નવલ કથા.

૧ લૈલા યાને તીલિસમાતી બાગ.

૨ કેનેથ યાને દુખના પાહડ ઉપર ચહડતો મુસાફર.

૩ કલીયોપેત્રાં. મીસરની રાણી. (ઇનડીયા ઓફીસના વપરાસ માટે મંજુર રહેલી. બે આવૃતી.)

૪ વેલાતનાં કાળાં મેંઢાં. ચાર ભાગમાં સંપુર્ણ.

### પારસી સંસારી વારતાઓ.

૫ ગંગાબાંણુ યાને ત્રીયા તેજ.

૬ ઓરતના ગુલાંમ (ઇનડીયા ઓફીસના વપરાસ માટે મંજુર કરેલી )

૭ ચશંમના ખસંમ.

૮ અનારકલી

### સંગીત શાસ્ત્ર સંબંધી પુસ્તકો.

૯ હિન્દુસ્થાંની રાગ વિદ્યા.

૧૦ કળાવંત યાને આર્ય સંગીત કળા. ( ગ્નાંન પ્રસારક ભાશણો, અને સંગીત દંતકથા સંગ્રહ. )

### જીવન વૃતાંત.

૧૧ વીકટર આલબમ. પ્રીન્સ વીકટર (પ્રીન્સ ઑફ વેલ્સ) ની જીંદગીના ચીત્રયુક્ત હેવાલ. મુંબઇના ગવર્નર લાર્ડ સેન્ડહર્સ્ટને અર્પણ કરેલું પુસ્તક. ( બે આવૃતી. )

## પારસી સાહિત્ય. ( તમામ બૈત અને સંગીતમાં. )

૧૨ રૂસ્તમ અને સોહરાબ.
૧૩ જમશેદ અને ઝોહાક.
૧૪ ઝોહાક અને એબ્લીસ.
૧૫ શાહજાદો શિયાવક્ષ.
૧૬ યઝદઝર્દ શહેરીઆર. પારસીઓનો છેલ્લો પાદશાહ. પારસી શહેનશાહતનુ પડી ભાગવું.
૧૭ આતશ પરસ્ત યાને કુહે-ગબ્ર. લાલારૂખના દાસ્તાંનનો એક સફો. ( યઝદઝર્દના દાસ્તાંનનો ઉત્તર ભાગ. )
૧૮ ઝાલ અને રોદાબે.
૧૯ દારા અને સીકન્દર. ( હખાંમની વંશનો એક સફો.)
૨૦ બેજન અને મનીજેહ. ( કિયાંની મોહબતનો એક સફો.)
૨૧ રૂસ્તમ અને અસ્ફન્દીયાર.
૨૨ જરથુસ્ત્રા. પારસી પેગમ્બરની જીંદગી અને જમાનો. ( ઇન્ડીયા ઓફીસ લાઇબ્રેરી માટે સરકારે મંજુર કરેલી.)
૨૩ પવિત્ર જરથોસ્તી લડાઇઓ. ( ગુસ્તાસ્પ અને અસ્ફન્દીયાર.)
૨૪ શાહજાદો એરચ. (ઇરાંન અને તુરાંન વચ્ચેના મીનાકિસાની શરૂઆત.)
૨૫ ફરીદુન અને ઝોહાક.
૨૬ સંક્ષેપ શાહનામું. (ઇન્ડીયા ઓફીસ લાઇબ્રેરી માટે સરકારે મંજુર કરેલી ) ( ૨૩ ચીત્રોથી ભરેલું. ) બેતબાજીમાં.
૨૭ રૂસતમ અને શગ્રાદ યાને ઇરાંનના પેહલવાંન રૂસતમનું મોત.
૨૮ સાંસાંની પાદશાહ હોરમજદ.
૨૯ ખુશરો-પરવેજ, યાને ખુશરો-શીરીન.
૩૦ કિસ્સે-સંજાંન.

## સંસાર ઉપયોગી વૈદક પુસ્તકો.

૩૧ સ્ત્રીનો સાચો સલાહકાર (ગાયકવાડ સરકારે ઇનામ અને લઇબ્રેરી માટે મંજુર કરેલી) ( ચોથી આવૃતી. )

૩૨ સ્ત્રી ભવસાગર. (બીજી આવૃતી.) Ladies' Vade Mecum.

૩૩ સ્ત્રી-દર્પણ. Ladies Miror.

૩૪ જીવન શાસ્ત્રના ગુપ્ત ભેદ. The Great Art Of Living

૩૫ સ્ત્રી શાસ્ત્ર. Feminology.

## નાટકો અને ઑપેરા.

૩૬ ખરલતે શયતાંન.

૩૭ રૂસતમ અને સોહરાબ. ( ઑપેરા )

૩૮ લૈલા યાને તીલિસમાની બાગ.

૩૯ ફેરાઉન.

૪૦ તુરાંન. ( ઑપેરા )

૪૧ હામીલ.

૪૨ કલીયોપેત્રા.

## છપાય છે.

૪૩ પારસીનામું.

૪૪ મરદનો મદદગાર. (પુરૂષ શાસ્ત્ર) The Mysteries Of Man.

૪૫ સંગીત શાસ્ત્ર. Science Of Aryan Music.

---

ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસમા, મી૦ માણેકજી જીવનજી તવરીઆએ છાપ્યુ છે
ઠેકાણુ-નંબર ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ-મુંબઇ.
લખનાર અને પ્રગટ કરનાર, ડી. એન. પટેલ, ફોરાસ રોડ, મુંબઇ.

